# અર્પણ

એમની પુણ્ય સ્મૃતિને....



## રાષ્ટ્રશાયર ઝવેરચંદ
## મેઘાણી

### જેમણે મને કેડી ચીંધી

એમના માટે હું શું લખું ! અદીઠ રહીને જેમણે મને લોક સાહિત્યનું ક્ષેત્ર ખેડવા પ્રેર્યો છે, અને દોર્યો છે. એમની મૂર્તિ સદાય આંખ સામે રહે છે, અને એમનો કંઠ સદાય કાનમાં ગૂંજે છે.

—સંપાદક.

# જેમણે મારી
# આંગળી ઝાલી.



**શ્રી. રવિભાઈ મહેતા.**

તંત્રી : 'જન્મભૂમિ.'

આદ્યતંત્રી . 'સાંજવર્તમાન'

---

પૂજ્ય રવિભાઈએ પત્રકારત્વમા મારા જેવા ઘણાને રસ લેતા કર્યા છે, કેળવ્યા છે અને તૈયાર કર્યા છે. એમણે મારી આંગળી ઝાલીને લખતા શિખવ્યુ છે એમ કહું તો પણ ખોટું નથી. સ્વ૦ મેઘાણીભાઈ અને લોકસાહિત્ય પ્રત્યે આંગળી ચીંધામણુ કરવાનું પુણ્ય પૂ રવિભાઈને ફાળે જાય છે

—સંપાદક.

# ્ગ્યો 'કસુંબી'નો રંગ,....!"

## ( સંપાદકનું કથન )

"સાંજ વર્તમાન" દૈનિકમાં હું સિનેમા જગતના વિવેચનનું પાનું
આજના "જન્મભૂમિ"ના તંત્રી શ્રી રવિભાઈ મહેતા ત્યારે
વર્તમાન'નું તંત્રીપદ સંભાળતા. તા. ૧ લી એપ્રીલ ૧૯૪૬ની
હું મારા પાનાનું મેટર દેવા 'સાંજ વર્તમાન'-પ્રેસમાં ગયો, ત્યાં
ાઈ મને કહે, 'ચાલો, યશવંત, આજે તમને હું એક એવી વ્યક્તિની
ખાણ કરાવું, જે તમારા જીવનને કસુંબલ રંગે રંગી દેશે-'

'ચાલો'–તે વ્યક્તિનું નામ જાણ્યા વિના જ મેં કહી દીધું!

એ વ્યક્તિ તે સ્વ. ઝવેરચંદ મેઘાણી. ૧ લી એપ્રીલ ૧૯૪૬ની સાંજે,
વૈદ્રકી લોજ હોલમાં મેઘાણીભાઈનો લોકગીતોનો કાર્યક્રમ. મુંબઈના
ારો, સાહિત્યકારો વગેરેની પુરેપૂરી હાજરી વચ્ચે મેઘાણીભાઈ ખૂબ
યા. તે દિવસે તેમને ધરાઈને સાંભળ્યા. આજેય તેમનો કંઠ
ભાવાભિનય બરોબર સાંભરે છે...તે દિવસનું તેમનું કથન:
રાતના રૂડા લોકગીતોની હલક સિનેમાના સંગીતકારો ઝીલશે?' મેં
. તા. ૩–૪–૪૬ના 'સાંજ વર્તમાન'ના પાના પર ચમકાવ્યું; ત્યારે
ે સ્વપ્ને ય ખ્યાલ નહોતો કે સ્વ. મેઘાણીભાઈના સાચા ઠરેલા આ
ાને સમજાવવા મારે જ પહેલ કરવી પડશે.'.

લોકગીતોના સંશોધનમાં, લોકગીતોના ઢાળો પર આધારિત સિનેમાના
તોની રજૂઆત મેં જ્યાં જ્યાં કરી ત્યાં ત્યાં, ત્યારે ત્યારે જાણે મારા
રમાંથી કોઈ તેમાં સૂર ન પૂરાવતું હોય તેમ લોકગીતોના મારા
ોને મેઘાણીભાઈ અદીકપણે સૂરીલા બનાવતા રહ્યા. જાણે કહેતા
, 'ઓલા, આ! આ! જોજે લોકગીતને ક્યાંય ગોળું પડવા દેતો!'

ખરેખર! મુ. રવિભાઇની ભવિષ્યવાણી સાચી ઠરી, શ્રી મેઘાણીએ મારા જીવનને લોકસંગીતના કસુંબલ રંગે રંગી દીધું...

✲

## લોકસાહિત્યનો રસસાગર....

### એક અનુભવ.

મુંબઇના રંગભવનમાં વિજય મિત્રમંડળની રાસગરબા હરિફાઈ જામી હતી. હરિફાઇનું પરિણામ જાહેર કરતાં અર્ધોકલાકથી વધુ સમય લાગે તેમ હતું, ત્યાં 'વિજય'ના સંચાલકે જાહેર કર્યું, 'હવે શ્રી યશવંત વ્યાસ લોકસાહિત્ય અને લોકગીતો રજુ કરશે' અને રંગભવનના તખ્તા પરથી પરદો હટયો. પ્રેક્ષકોની ઠઠ જામી હતી મુંબઈ અને પરાઓમાંથી ગુજરાતી જનતા ઉમટી હતી. વિજળીના દીવા ઝગઝગતા હતા, કવિ બાદરાયણે 'લોકસાહિત્ય વિષે થોડી હવા ફેલાવી, અને પછી મેં સોરઠી લોકસાહિત્યનો એક દુહો લલકાર્યો :

> 'ધરણી સોરઠ જગ જૂની, ગઢ જૂનો ગિરનાર;
> સાવજડાં સેજળ પીયે, નમણાં નરને નાર !'

પહેલા જ દુહાને ખૂબ દાદ મળી બીજો દુહો લલકાર્યો :

> 'સોરઠ ધરા ન સંચર્યો; ન ચઢયો ગઢ ગિરનાર;
> ન ન્હાયો ગંગા ગોમતી, એનો એળે ગયો અવતાર !'

'અવતાર ! અવતાર !'ના પડઘા પડયા ! સાદ ઝીનાયો અને 'હા, ભાઇ ! હા !'ના હોકારા દેવાવા માંડયા. અર્ધો કલાક તો ક્યાંય વિતી ગયો. રાસગરબા હરિફાઈનું પરિણામ ભૂલાઇ ગયું અને પ્રેક્ષકો જે રાસગરબા હરિફાઇ જેવી લોકકલાનો ઉત્સવ માણવા આવેલા તે લોકગીતોના રસસાગરમાં તણાવા માંડયા ! એકરસ થઇને ડોલવા લાગ્યા

મેં 'વિજય'ના સંચાલક ભાઇ દ્વારકાદાસ વેદ સામે જોયું, એમણે ઈશારે જ સમજાવ્યું 'ભાઇ! હવે અટકશો મા! હવા જામી છે, ચાલુ રાખો તમે-'

અને સોરઠી લોકસાહિત્ય અને લોકસંગીતની રસલ્હાણુ એકાદ કલાકથી વધુ સમય ચાલુ રહી.

લોકસાહિત્ય, લોકોનું સાહિત્ય, તે સમયના પ્રવાહ સાથે ભૂંસાતું ચાલ્યું, લોકસ્મૃતિમાંથી ભૂંસાતું ચાલ્યું, એકાદ રાયચુરા, એકાદ મેઘાણી કે એકાદ કવિ કાગ જેવાઓના પ્રયાસે એ ફરી તાજું થતું રહ્યું, પણ પછી ?......

મુંબઇથી ભાવનગર સુધીના અસંખ્ય સ્થળોએ વાર તહેવારે, જ્ઞાતિ-સમારંભોમાં, નવરાત્રિ ઉત્સવોમાં કે શાળા-કોલેજમાં જ્યાં જ્યાં લોક-સાહિત્ય વિષે બોલવાની તક મળી ત્યાં ત્યાં મેં લોકસાહિત્યમાં લોકોને રસતરબોળ બનતા દીઠા. 'લોકસાહિત્ય'ની સભા કે ડાયરાને અંતે મેં યુવાનોને કલમ લઈને ઊભેલ જોયા 'ભાઈ! પેલું ગીત ઉતરાવો ને! ભાઇ! પેલા દુહાનું બીજું ચરણ લખાવોને!' કોને કેટલું ઉતરાવું ! કેટલું લખાવું ?

o o o

'તાજેતરમાં એક વિદ્વાન વ્યક્તિને મળવાનું સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું, તેની સાથે ચર્ચા કરતાં તેમનું મંતવ્ય એવું થયું કે 'હવેની જનતાને આ જુના થતા જતા લોકસાહિત્યમાં બહુ રસ રહ્યો નથી, હવે લોક સાહિત્યની આ પ્રવૃત્તિઓમાં ગુજરાતી જનતા માટે કશું પ્રેરણાદાયક રહ્યું નથી!' એ વિદ્વાન મિત્ર સાથે ચર્ચા કરવાનું માંડી વાળી, તેમને કહ્યું, 'મારા એકાદ લોકસાહિત્યના ડાયરામાં આપ પધારો, અને પછી જુઓ કે લોકો, વાદીની મોરલી (પૂંગી)થી નાગ ડોલે તેમ ડોલે છે કે નહીં ?' અને ખબર નથી, તેના શું પ્રત્યાઘાતો હતા, પણ પાછળથી

જાણવા મળ્યું કે એ વિદ્વાન મિત્ર લોકસાહિત્ય વિષે પાંચથી વધુ પ્રકાશનો પ્રગટ કર્યા હતા ! ! !

° ° °

મારા મુરબ્બી મિત્ર શ્રી શાંતિકુમારભાઇ ભટ્ટ તંત્રી : 'મુંબઇ સમાચાર' સાપ્તાહિકે મારી ચાર-પાંચ સભાઓમાં મને સાંભળ્યો, પછી વ્યક્તિગત ચર્ચા કરી, અને મને 'મુંબઈ સમાચાર' સાપ્તાહિકમાં 'લોકસાહિત્યનું રસદર્શન'નો વિભાગ સંપાદન કરવાની જવાબદારી સોંપી. સપ્તાહે સપ્તાહે નવી નવી સામગ્રી, નવો નવો વિષય, નવી નવી વિચારકણિકાઓ રજૂ થવા માંડી, અને કયારેક તો ખુદ જનતા તરફથી કેટલીક સામગ્રીઓ મળવા માંડી. ટ્રેનમાં કે બસમાં, ઘરમાં કે કચેરીમાં જ્યાં કોઇ લોકસાહિત્યનો રસિયો મળે કે આ વિષયની ચર્ચા થાય ત્યાં 'ભાઇ ! પેલો છંદ અધૂરો કેમ છે ? પેલી વાર્તા પૂરી કેમ નથી કરી ? પેલા ગીતની બીજી પંક્તિઓ મારી પાસે છે, લઇ જજો ?' વગેરે...!

° ° °

## લોકસાહિત્યનો રત્નાકર.

અલબત્ત, આજે જમાનો બદલાયો છે, સમય પલટાયો છે, તેની પૂરેપૂરી જાણથી અને વહેતા પ્રવાહને ઓળખીને લોકકવિઓ જો લોકગીતોને અને લોકસાહિત્યને રજૂ કરતા રહેશે - તો એક દિવસ એવો ફરીથી આવશે કે જ્યારે મુંબઈ જેવા શહેરની સુધરેલી કહેવાતી ગુજરાતી જનતા આ લોકગીતો અને લોકસાહિત્યના ડાયરાને ફરીથી સન્માનતી થઈ જશે !......

લોકસાહિત્ય તો વિપુલ છે, રત્નાકર સમું છે, કોણ એનો તાગ મેળવી શક્યું છે ? તેના પૂરેપૂરા રસદર્શન માટે અગિયાર પુસ્તકો પણ ઓછાં પડે ! મારા આ પુસ્તક વિષે એક ખૂલાસો પ્રથમ જ કરી લઉં, 'મેં આ પુસ્તકમાં લોકગીતો, દુહાઓ, છંદો, લોકવાર્તાઓ

વગેરેનો સંગ્રહ કરવાનો પ્રયત્ન કર્યો નથી, લોકસાહિત્યની રચનાઓમાં જે અર્થ છે, મર્મ છે, ઉંડાણ છે, તેનું રસદર્શન કરાવવાનો જ મારો ઉદ્દેશ છે.' લોકસાહિત્યની સભાઓ દ્વારા કે 'મુંબઇ સમાચાર' (સાપ્તાહિક)ની કટારો દ્વારા મને એના પ્રત્યાઘાતો જાણવા મળ્યા છે. એ પ્રત્યાઘાતો જાણ્યા પછી જ મેં લોકસાહિત્યનું આ પુસ્તક પ્રગટ કરવાની હામ ભીડી છે.

° ° °

આ પુસ્તક તૈયાર કરવામાં પ્રગટ કરવામાં અને તેમાં યોગ્ય ફેરફાર સૂચવવામાં મારા અસંખ્ય મિત્રો, પત્રકાર બંધુઓ સ્નેહીઓએ અને જા.ખ. આપીને વ્યાપારી-બંધુઓ અને લોકસાહિત્યના ચાહકોએ, મને ખૂબ જ મદદ કરી છે; કોને યાદ કરૂં ને કોને ન કરૂં? એક મોટી નામાવલિ જ તૈયાર થાય. મારા અંતરમાં આ તમામ મિત્રો, સ્નેહીઓ અને શુભેચ્છકોનું સ્થાન છે જ; એમનો આભાર માનવાનું શી રીતે ભૂલાય? સમૂહના આ સાહિત્યને વ્હાલથી વધાવનારા એ સૌનો હું આભાર માનું છું.

મારા આ પુસ્તકનું મુખપૃષ્ઠ હોંશે હોંશે તૈયાર કરી આપનાર શ્રી કનુભાઈ દેસાઇનો, આ પુસ્તકને સાચા મોતીનો હાર'ની ઉપમા આપીને સત્કારનાર પદ્મશ્રી દુલાભાઈ કાગનો, 'આવકાર'ના બે બોલ લખી આપનાર શ્રી શાંતિકુમારભાઈ ભટ્ટનો, શ્રી રવીભાઈ મહેતાનો, શ્રી કિશોર ગાંધીનો, શ્રી મહેન્દ્ર મહેતાનો, શ્રી ચંદ્રકાંત શાહનો, શ્રી નવિનભાઈ તથા નવલભાઇનો અને અન્ય ગુણીજનોનો હું અંતઃ કરણપૂર્વક આભાર માનું છું.

—યશવંત વ્યાસ.

ગોપાળ નિવાસ, ૧૩૩, પ્રિન્સેસ સ્ટ્રીટ,
૨ જે માળે, મુંબઇ, ૨.

તા. ૯–૭–૧૯૬૫. અષાઢ શુદ, ૧૧, ૨૦૨૧

# આવકાર :



શ્રી શાંતિકુમાર ભટ્ટ
(તંત્રી, "મુંબઈ સમાચાર" સાપ્તાહિક.)

જેમના સૂચન, માર્ગ-દર્શન અને પ્રોત્સાહન મને આ પુસ્તકના પ્રકાશન સમયે વખતોવખત મળતા રહ્યાં છે.

તેમનું જ્ઞાન અને વિદ્વતા "આવકાર" વાંચનારને સમજાયા વિના નહિ રહે.

## કાવ્ય સાહિત્યમાં લોકગીતોનું સ્થાન

વર્ષાઋતુમાં આકાશમાંથી સરસ મઝાની સારસની લાંબી લાંબી હારો આગળ અને આગળ વધતી હોય ત્યારે એ જે ગીત ગાય છે એના તરફ કોનું ધ્યાન ખેંચાયા સિવાય રહે ? મધમધતી આમ્રમંજરીના માદક ઘેનમાં આવેલી કોકિલા કિન્નરકંઠી અતીતે ટહૂકા ન કરે તો કવિજનો એને આટલા લાડ લડાવે ખરા? હમણાં જ એક દૃશ્ય જોવા મળ્યું. એક ગાય મરી ગઇ હતી અને એની નજીકની બીજી ગાયોની આંખોમાંથી આસુ વહ્યે જતાં હતાં. એ જોઈ મારી આંખ પણ ભીની બની !

વિકાસની પ્રાથમિક અવસ્થામાં રહેલા આ પ્રાણીઓ હૃદયની ભાષા સમજે છે અને એ રીતે બુદ્ધિમાનોના બુદ્ધિના કાળા પડછાયા જ્યાં પડયા નથી એવા ગ્રામ વિસ્તારોમાં રાગ બુદ્ધિનું નહીં પણ હૃદયનું જ ચાલે છે

અને [આ' હૃદય માનવીની આસપાસ ગુંથાતા અસામાન્ય પ્રસંગોને પરિણામે આંદોલનો અનુભવે છે અને જીભ એને વાચા આપે છે અને આ વાચામાંથી લોકગીત સર્જાય છે. કોઈ માનવીના અદ્‌ભૂત વ્યકિતત્વમાંથી આંખોને જોયા જ કરવાનું મન થાય એવા પ્રસંગો સર્જાય છે અને એમાંથી પ્રગટતા હર્ષના આંસુ કયારેક લોકગીત માટે શાહીની ગરજ સારે છે તો ક્યારેક एको रस: करुण एव એ ભવભૂતિની પંક્તિને સાચું પાડતું કરુણ પાત્ર અને એના જીવનની ઘટનાઓ આંખમાં જે આંસુ લાવે એ લોકગીત માટે શાહી બની જાય છે અને એનાથી લોકગીત લખાય છે.]

માનવી આવી રીતે આદિકાળથી ગાતો આવ્યો છે અને તેથી જ પ્રાચીન કાળથી વિદ્વાન માટે પણ કવિ જ શબ્દ વપરાયો છે. એવા આદિકાળમાં માનવીએ વેદમાં ઉષા–સમયનું મંગળગીત ગાયું છે. વાલ્મીકિ ઋષિએ ઋતુઓના સુંદર વર્ણન આપ્યા છે, ચંદ કવિએ શરવીરતાના ગીતો ગાયા છે એ બધામાં કવિઓ કયાંય છંદને શોધવા જતાં હોય એમ લાગતું નથી. અર્થની પાછળ વાણી ચાલી આવે છે. એમાં કયાંય કલાકાર પાસે નખશીખસુંદર કલાકારીગીરી નિપજાવવાના અભરખા નથી.

કવિ દલપતરામે 'જન મન રંજન' કરે એવી કવિતાને કવિતા કહી છે, આવી કવિતા એ લોકગીત જ હોઇ શકે. એમાં કલ્પનાના ઉડ્ડયનો હોય છે પણ એ રસને પોષક હોય છે એમાં રસને પોષક શબ્દ હોય છે અને એવી જ રીતે અર્થરચના પણ પ્રિયતમાની આંગળીમાં પ્રિયતમની વીંટી આવી જાય એટલી જ સરળતાથી આવી જાય છે.

આવા લોકકાવ્ય જનતાની જીભે જલદી ચડી જાય છે. એમાં આપોઆપ આવતા પ્રાસાનુપ્રાસ અને તાલલયને કારણે આ પ્રક્રિયા સરળ બને છે. લોકોના સામાન્ય જીવનમાં જોવા મળતા બનાવો, સાધનો અને દશ્યોનો

વધારે ઉપયોગ થાય છે અને એટલે અંશે તે જીવન સાથે વધું જડાયેલા હોય છે./

'સંસ્કૃતમાં ધ્વનિકાવ્યને ઉત્તમ ગણેલ છે' અને કહેવામા આવ્યું છે કે काव्यस्यात्मा ध्वनिरिति बुधैर्यः समाम्नातपूर्वः। એક વાર સાંભળો અને પછી કાનમાં રણકારા ઘંટના અવાજની માફક અથડાયા કરે એ જ જો કાવ્ય હોય તો લોકગીત, કાવ્યની વ્યાખ્યાના આ ચોકઠામાં વધારે સરસ રીતે બંધબેસતુ થાય છે.

કવિ કાલિદાસે નાટકની વ્યાખ્યા આપતાં ભિન્ન રુચિવાળા લોકો માટે સમારાધનનું એક માત્ર સાધન તે નાટય એમ કહેલ છે પણ પાછું કાવ્યના એક પ્રકાર તરીકે જ નાટય કહેલ છે. કાવ્યની આ વ્યાખ્યા જો નાટયને લાગુ પડે તો લોકગીતોને કાવ્ય તરીકે ગણાવાનો દાવો જરાય પોકળ નથી.

એક સંસ્કૃત કવિ રસાત્મક વાકયને કાવ્ય કહે છે. રસનિષ્પત્તિ સરળતાથી અને ઓછામાં ઓછા શબ્દોમાં કરાવવાની લોકગીતોની તાકાત જરાય ઓછી નથી તો પછી કાવ્ય તરીકેની કસોટીમાં પણ લોકગીત જરાય ઓછાં ઊતરે તેમ નથી.

આવા આ લોકગીતો અને લોકસાહિત્ય સમાજશાસ્ત્ર, અને ઈતિહાસ નથી છતાં એમને માટેની કાચી સામગ્રી છે અને આજે પણ આવા લોકસાહિત્યમાં જનતાનો રસ એવો ને એવો જળવાઈ રહ્યો છે એ હકીકત છે એનો પુરાવો લોકસાહિત્યના કાર્યક્રમનું નામ પડતાં એકઠી થતી મેદની પરથી મળી રહે છે.

પરંતુ ભેળસેળના આજના યુગમાં નામધારી લોકકવિઓના લોકગીતો જાહેર કાર્યક્રમોમાં તથા રેડિયો વગેરે દ્વારા રજુ થાય છે ત્યારે લોકગીતોનો વિકાસ નહીં પણ ઉપહાસ થતો જ જોવાય છે.

લોકસાહિત્યમાં જનતાનો ઊંડો રસ હોવાથી 'મુંબઈ સમાચાર' સાપ્તાહિકમાં મેં 'લોકસાહિત્યનું રસદર્શન' નામની કટાર ચાલુ કરી ત્યારે સ્વાભાવિક રીતે જ મારું ધ્યાન લોકગીતોના યુવાન અને ઉત્સાહી ગાયક શ્રી યશવન્ત વ્યાસ તરફ આકર્ષાયું હતું અને આ કટાર છેલ્લાં કેટલાક વર્ષોથી 'મુંબઈ સમાચાર' સાપ્તાહિકમાં ચાલુ છે. શ્રી યશવન્ત વ્યાસના ગળામાં કુદરતે કોયલને વસાવી છે, મધુર અવાજ અને મીઠી હલકથી તેઓ લોકગીતોને જીવતા કરે છે. સાથે સાથે એમનું આકર્ષક વિવેચન પણ ચાલે, અન્ય ભાષાના લોકગીતો સાથે સરખામણી ચાલે અને શ્રોતાજનો સ્થળ અને સમયનું ભાન ભૂલી સાંભળ્યા જ કરે એવું ઘણી સભાઓમાં મેં જોયું છે.

એમની પાસે ઉત્સાહ છે અને જાણીતા લોકકવિઓ અને લોકસાહિત્યના જાણકારોનાં ચરણ આગળ બેસી લોકસાહિત્ય વિષે જાણવાની વિનમ્રતા અને તત્પરતા છે, આ છે એમની સિદ્ધિનું રહસ્ય.

શ્રોતાજનો માત્ર લોકગીતો સાંભળે એટલું જ નહીં પણ લોકસાહિત્યને સમજી તેનો વધુ આનંદ મેળવે એવા ઉદાત્ત હેતુથી એમણે આ લોકસાહિત્યનું રસદર્શન કરાવ્યું છે. આ રસદર્શનો પણ એક સુંદર સાહિત્યકૃતિ જેવા સર્જાયા હોવાથી લોકસાહિત્યના રસિકો એમના આ પુસ્તકને આવકારશે જ એવી દૃઢ શ્રદ્ધા છે અને આ યુવાન સાહિત્યકાર અને લોકગીતોના ગાયક પાસેથી આવી વધુ ને વધુ કૃતિઓ મળતી રહે તે માટે એમના આ પ્રયાસને હાર્દિક સફળતા ઈચ્છું છું.

—શાન્તિકુમાર જ. ભટ્ટ,

તંત્રી : 'મુંબઈ સમાચાર' સાપ્તાહિક

શાન્તાબહેન પટેલ એસ્ટેટ ગોરેગામ ઇસ્ટ, મુંબઈ–૬૨

તા. ૫–૭–૧૯૬૫

## 'માતા'—



જયાબેન
ઉમિયાશંકર
વ્યાસ.

જેમને મોંએ
મે સૌ પ્રથમ
લોક ગીત
સાંભળ્યુ —

જેને મોંએ સાંભળ્યુ'
પરથમ પહેલુ' ગીત,
ખતી આજ ગૂંજી રહ્યુ
મુજ જીવન સંગીત !

—સંપાદક.

# 'પિતા'—



પૂજ્ય પિતાશ્રી
ઉમિયાશંકર
ઇશ્વરજી વ્યાસ.

કેળવણીને જ પોતાનું જીવનધ્યેય સમજીને પોતાની જિંદગીના ૫૦ કરતાં વધુ વર્ષો સુધી શિક્ષણક્ષેત્રે તન, મન અને ધનથી સેવા કરનાર કલ્યાણનિવાસી પૂજ્ય ગુરૂજી શ્રી ઉમિયાશંકર ઇશ્વરજી વ્યાસના પુત્ર તરીકે ઓળખાવવામાં હું ગૌરવ અનુભવું છું, શિક્ષણક્ષેત્રની તેમની અવિરત સેવાઓ અને તેમણે સ્થાપેલી શાળાઓના બદલા રૂપે કલ્યાણના નાગરિકો વતી મારા પૂ. પિતાશ્રીને ગુરૂવાર તા. ૨૭-૪-૬૧ને દિને મહારાષ્ટ્રના તે વખતના ગવર્નર સાહેબ શ્રી. શ્રી પ્રકાશજીના હસ્તે રૂા. ૫૦૦૧)ની થેલી અર્પણ થઇ હતી. પણ અહીં તેમની ઓળખાણ કરાવવાનો ઉદ્દેશ જરા જુદો છે.

મારી માતા પાસેથી જેમ હું સૌ પ્રથમ લોકગીત સાંભળીને તેના રાગ (ઢાળ) શિખ્યો તેમ વસંતતિલકા, ઝુલણાં, મંદાક્રાંતા

સારસી; ત્રોટક, ભૂજંગી, ત્રિભંગી હરિગીત, ઈન્દ્રવિજય, રેવતા અને મનહર જેવા અઘરા છંદો મારા પિતાશ્રીને મોંએથી સાંભળીને શિખ્યો અને તેને પરિણામે જ આજે હું લોક-સાહિત્યના માત્ર કેટલાંક છંદો ગાઈને પણ સભાઓમાં શ્રોતાઓને ડોલાવી શકું છું. સંસ્કાર અને સંગીતનું આ ઝરણું, મારા પિતાશ્રીના જીવનમાંથી ગુરૂ જેવા ગિરિમાંથી, મારા જીવનની ધરતીમાં ઉતર્યું છે, એ કહેતાં હું ગૌરવ અનુભવું છું. મારે મન તો તેઓ—

—'તમેવ વિદ્યાં, દ્રવિણં તમેવ,
તમેવ સર્વં, મમ દેવ દેવ !'

અસ્તુ !

—યશવંત વ્યાસ.

'સ્વદેશે પૂજ્યતે રાજા, વિદ્વાન સર્વત્ર પૂજ્યતે,' એ ઉક્તિ પ્રમાણે પૂ. ગુરૂજી શ્રી ઉમિયાશંકર ઈશ્વરજી વ્યાસે ગરીબ શ્રીમંતના ભેદભાવ વિના આજથી ૫૦ વર્ષો પહેલાં શિક્ષણક્ષેત્રે ઝૂકાવી વિદ્યાદાન દેવાની જે રીતે શરૂઆત કરી અને તેને જ જીવન ધ્યેય સમજી પોતાનું સર્વસ્વ સમર્પતા રહયા, તેના ફળરૂપે આજે, આપણે તેમણે શરૂ કરેલી સંસ્થાઓને ફુલતી ફાલતી જોઇ રહયા છીએ. તેમની આ સિદ્ધિ માટે આપણે તેમને જેટલાં અભિનંદનો આપીએ તેટલાં ઓછા છે.'

—શ્રીપ્રકાશજી ( આદ્યરાજપાલ,
મહારાષ્ટ્ર રાજ્યના તા. ૨૭-૪-૬૧ના પ્રવચનમાંથી )

※

## ગુજરાતી પ્રજાના–પ્રિય

# લોકગાયક શ્રી યશવંત વ્યાસ

લોકસાહિત્ય એટલે લોકહૃદયમાંથી જન્મેલી ઉર્મિઓનું સાચું દર્શન. લોકસાહિત્ય માં લોકજીવનના પ્રતિબિંબ પડ્યા છે; સાચાં સંસ્કાર ચિત્રો છે. ઐતિહાસિક ઘટનાઓનું આલેખન છે. પૌરાણિક પ્રસંગોની રજુઆત છે. આપણે ત્યાં ગ્રંથસ્થ થએલું લોકસાહિત્ય ને લોકગીતો કંઠસ્થ કરીને ગુજરાતી જનતા સમક્ષ તેના મૂળ સ્વરૂપે અને મૂળ રાગે રજુ કરવામાં પ્રભુત્વ મેળવનાર શ્રી યશવંત વ્યાસ સાચે જ અભિનંદનના અધિકારી છે.



શ્રી યશવંત વ્યાસ.

શ્રી યશવંત વ્યાસ ગુજરાત સૌરાષ્ટ્રના લોકસાહિત્યના પ્રચાર અર્થે, લોકગીતોના સંગીતમય કાર્યક્રમો રજુ કરી, લોકસાહિત્યની સારી સેવા કરી રહ્યા છે...ગુજરાતી પ્રજાએ આ નવયુવાન લોકગાયકને ઉમળકાથી વધાવી લીધા છે, એ જ એમની લોકપ્રિતાનો પુરાવો છે.

—'મુંબઇ સમાચાર'.
તા. ૧૫-૫-૬૦

# રસદર્શન પહેલાં....

## અભિપ્રાયો શા માટે ?



હું જાણું છું કે આજે જમાનો બદલાયો છે; વિજ્ઞાનનો યુગ રોકેટોને ચંદ્ર ભણી ઉડાડી રહ્યો છે; ત્યારે લોકગીતોના આ લલકાર ભણી કોણ કાન માંડશે ? લોકસાહિત્યના રસદર્શન પર કોણ આંખ રોકશે ? પણ આ શંકા છતાં એક હકીકતની અવગણના થઈ શકે તેમ નથી. હજારોની સંખ્યામાં, નાના ને મોટા, સ્ત્રીઓ અને બાળકો, ભણેલાં ને અભણ, યુવકો ને યુવતીઓએ સાથે મળીને આ જૂના કહેવાતા લોકગીતોને અને લોકસાહિત્યની વાતોને ચાર ચાર કલાકથી ય વધુ એકરસથી સાંભળ્યા છે; અને એ પછીય 'એક વધુ લોકગીત ગાવા' કે 'આગળ ચાલુ રાખવા' માટે વિનંતીઓ કરી છે ! અને એટલા માટે જ આ કથનના જેઓ સાક્ષી છે, તેમના અભિપ્રાયો આ પુસ્તકમાં પ્રગટ કર્યાં છે. વિજ્ઞાનના આ ઝડપી યુગમાં, જૂના કહેવાતા લોકસાહિત્યની આ સિદ્ધિ શું ઓછી છે ?

—યશવંત વ્યાસ.



# 'જન્મભૂમિ' લખે છે....



**શ્રી** યશવંત વ્યાસ મુંબઈના સાંસ્કૃતિક વર્તુળોમાં સૌરાષ્ટ્રીય લોકગીતોના ગાયક તરીકે ખૂબ લોકપ્રિય અને જાણીતા બન્યા છે. મુંબઈની સંખ્યાબંધ ગુજરાતી સાંસ્કૃતિક સંસ્થાઓએ મળીને આજ સુધી એમના ૯૦ થી વધુ કાર્યક્રમો યોજ્યા છે.

આ કાર્યક્રમોએ ગુજરાતી વર્તુળોમાં ખૂબ લોકપ્રિયતા પ્રાપ્ત કરી છે. શ્રી યશવંત વ્યાસ સૌરાષ્ટ્રના લોકગીતો, ઋતુગીતો, પ્રણય,-વિરહ, અને કુટુંબ-જીવનનું માધુર્ય ગાતાં ગીતો બુલંદ અને સુંદર હલકે રજુ કરે છે. આજના સિનેમાના કેટલાંક ગીતોના રાગ, તરજ વગેરે આપણાં ઘણાં લોકગીતોમાંથી જ, કહેવાતા સિનેમાના કવિઓએ ઉઠાવ્યા છે, તે તેઓ મૂળ ગીતો અને સિનેમાનાં આજનાં કેટલાંક લોકપ્રિય ગીતોની રજુઆત દ્વારા દર્શાવે છે.

—"જન્મભૂમિ" ૩૦-૧૧-૬૦

# 'જનશકિત' દૈનિક લખે છે



મુબઇના નવરાત્રિ ઉત્સવોમા એક નવી તાઝગી અને મહેક સાથે શ્રી યશવ ત વ્યાસે છેલ્લા કેટલાક વર્ષોથી પ્રવેશ કર્યો છે

કુદરતે બક્ષેલો કંઠ, અને પ્રજાએ બક્ષેલો સસ્કૃતિ વારસો... આ બન્નેનો સમન્વય આ યુવાન કલાકારમા થયો છે

તેમનો કંઠ રેલાય છે, અને સમસ્ત લોકસૃષ્ટિ સજીવન થાય છે

લોકગીતોના બુલંદ ગાયક

આપણી પ્રજા, તેના રીવાજો એની કુટુમ્બભાવના, વત્સલતાની લાગણી પ્રેમ. આ બધુ એક પછી એક ઉઘડતુ આવે છે, અને પ્રજાજીવનનો ઇતિહાસ, કુદરત, લોકજીવનના આનંદો, વહેમો દામ્પત્યના રગો, આ બધુ શીતલ પાખડીઓની જેમ પૂર્ણ રગોમા પ્રગટી ઉઠે છે

શ્રી યશવત વ્યાસના કાર્યક્રમોમા એ સૌરભ અનુભવવા મળી છે તેમના કંઠે લોકજીવનના ઘણા રગો વિકસાવ્યા છે નવરાત્રિના કાર્યક્રમોમા નવી જ ભાત પાડતા કાર્યક્રમો માટે અભિનંદન

—"જનશકિત" ૧૧ ૧૦-૫-

# લોકસાહિત્યની રસસૃષ્ટિનો
# રસાનુભવ કરાવવાનો સ્તુત્ય પ્રયાસ :



શ્રી. પ્રવિણચંદ્ર વ. ગાંધી

ભાઈશ્રી યશવંતભાઇ,

'લોકસાહિત્યનું રસદર્શન એ નામનું" આપ એક પુસ્તક પ્રગટ કરો છો તે સમાચારથી આનંદ થયો. લોકસાહિત્યમાં આપણાં પ્રજાજીવનનો પ્રાણ ધબકે છે. એ કથાઓ અને ગીતોના અનામી લેખકોની સંવેદના અને તેની અભિવ્યકિત તેમાં છે. એ રસસૃષ્ટિને એવી જ રસલક્ષી નજરે જોઇને એનો રસાનુભવ વાંચકોને કરાવવાનો આપનો પ્રયાસ સ્તુત્ય છે. લોકોની રસવૃત્તિ એવી વાંચનથી ખરેખર સમૃદ્ધ થશે. અને હું માનું છું કે તેમાં જ આવાં પ્રકાશનોની સાર્થકતા છે.



લિ૦ ભવદીય

પ્રવિણચંદ્ર વ. ગાંધી.

~~મેનેજીંગ ડીરેક્ટર, દેનાબેન્ક~~

પ્રમુખ : ઇન્ડીયન નેશનલ થિએટર,

મુંબઈ.

# સાગરની સહેલગાહમાં

# લોકસાહિત્યની રસલહાણ

અમને જણાવતાં આનંદ થાય છે કે તા. ૨૪મી માર્ચ ૧૯૬૫ને દિને અમારા એસોસીએશનના વાર્ષિક પર્યટન નિમિત્તે મુંબઈમાં યોજાએલી મુંબઈ બંદર ફરતી સાગરની સહેલગાહ દરમિયાન શ્રી યશવંત વ્યાસે આપેલો ગુજરાતી લોકસાહિત્યનો મનોરંજક કાર્યક્રમ અમારા સભ્યોને અત્યંત પસંદ પડ્યો; અને અમને ખાત્રી છે કે આવા કાર્યક્રમો રજૂ કરવાની તક શ્રી વ્યાસને જ્યાં જ્યાં મળશે ત્યાં ત્યાં તેઓ સફળ થશે.

—રતિલાલ મહેતા,

મંત્રી, મીલજીન સ્ટોર મર્ચન્ટસ એસોસીએશન.

મુંબઈ, તા. ૧૫-૪-૬૫

## કોલેજીયનોના દિલ જીત્યા

"ભાઈશ્રી યશવંત વ્યાસે અમારી કોલેજના ગુજરાતી વિદ્યાર્થીઓ સમક્ષ લોકસાહિત્યનો કાર્યક્રમ આપીને વિદ્યાર્થીઓના દિલ જીતી લીધા હતા. લોકગીતો અને લોકસાહિત્યના કથાગીતોમાં વિદ્યાર્થીઓને તેમણે રસતરબોળ બનાવી દીધા હતા...તેમની આ દિશામાં આવી સુંદર પ્રગતિ જોઈને અમને ખૂબ જ સંતોષ થયો. આ ક્ષેત્રમાં તેઓ દિનપ્રતિદિન આગળ વધતા રહે એ જ શુભેચ્છા."

—મુરલી ઠાકુર

અધ્યાપક, સીડનહામ કોલેજ, મુંબઈ.

## સાંસ્કૃતિક મિલન
ન્યૂ ઈંડિયા એસ્યોરન્સ બિલ્ડીંગ,
મહાત્મા ગાંધી રોડ...મુંબઇ, ૧.

ભાઈશ્રી યશવંતભાઇ,

"મુંબઇ સમાચાર"ના લખાણ દ્વારા આપનો પરોક્ષ પરિચય તો થયેલો. પરંતુ દિનાંક ૨૯-૧૦-૬૪ના રોજ 'સાંસ્કૃતિક મિલન'નો ઉપક્રમે યોજાએલ કાર્યક્રમ દ્વારા આપનો પ્રત્યક્ષ પરિચય થયો; અને 'સાંસ્કૃતિક મિલન'ના શિર્ષકને અનુકૂળ જ આપનો લોકસાહિત્યના દરેક અંગને આવરી લેતો કાર્યક્રમ મંડળના દરેક સભ્યને ખૂબ જ ગમ્યો.

લોકસાહિત્યના વિધવિધ પાસાની આપની સૂક્ષ્મ સમજ દ્વારા જે રસલ્હાણ તમોએ શ્રોતાજનોને પીરસી એ અમારે સૌને મન આનંદનો લ્હાવો હતી.

આ રીતે મંડળને જરૂર પડે ત્યારે આપશ્રી આવીને આપની સાહિત્ય સામગ્રી આપતા રહશો એ જ અભ્યર્થના સાથે...

: પ્રમુખ :
વ. દે. ઘેલાણી.

—ભાસ્કર આચાર્ય
—મધુ દવે.
મંત્રીઓ.



# કંઠ અને કલમનું મધુર સંભારણું....

ભાઈશ્રી યશવંતભાઈ,

અમારા મંડળના નવરાત્રિ ઉત્સવ નિમિત્તે તા ૧૮-૧૦-૬૪ ની રાત્રે આપના લોકગીતો અને લગ્ન ગીતોનો જે સુંદર કાર્યક્રમ યોજ્યો હતો, તેને અમારા મંડળના સભ્ય ભાઈ બહેનો હજી પણ આનંદથી યાદ કરે છે

જન માનસને ઓળખીને, તેમને રૂચે એવી રીતે લોકસાહિત્યનું રસદર્શન કરાવવાની આપની આગવી પધ્ધતિનું આકર્ષણ અનેરૂ હોય છે. આ રીતે અવારનવાર કાર્યક્રમો દ્વારા તેમજ "મુંબઈ-સમાચાર"ના આપના વિભાગ દ્વારા લોકસાહિત્યનો આસ્વાદ નિયમિત રીતે કરાવવા બદલ અમારા અનેકાનેક અભિનંદન !

આપની આ પ્રવૃત્તિમા આપશ્રીને ઉત્તરોત્તર સફળતા મળતી રહે, એ શુભ ભાવના સાથે એમ પણ ઇચ્છીએ છીએ કે આપના આ વિષય પરત્વેના ઊંડા અભ્યાસના પરિપાકરૂપ એક સુંદર ગ્રંથ આપ નજીકના ભવિષ્યમા ગુજરાતને આપો !

—દિનકર પારેખ

મંત્રી,

રાજકોટ, દશા શ્રીમાળી વણિક મંડળ,

ઘાટકોપર

# 'સાચાં મોતીનો હાર....'

## સૌરાષ્ટ્રને ચરણે ધરાતી અદ્‌ભૂત જીવંત સામગ્રી

યશવંતભાઇને હું જંકશનમાં ભેગી જતી ગાડીઓની જેમ મળ્યો છું.

'લોકસાહિત્યનું રસદર્શન'ના પાનાઓ સામે જ પડયાં છે. ગીતો, છંદ, દુહા, રાસ...આ બધાં એકેક મોતી ભેગાં કરી આખી માળા પરોવી છે. પણ એ મોતીને શોધવા મોતને પણ ભેટવું પડે ! એ તો સાગરના તળીયાં સુધી ય પહોંચવું પડે !



સરસ્વતિના લાડકવાયા
લોકકવિ પદ્મશ્રી
દુલા ભાયા કાગ.

મોતી માનવીના ઘડેલાં નથી. તેમ આ સામગ્રી એકેક હૃદય સાગરની સમૃદ્ધિ છે ! તેને ઘાટીલા બનાવી યશવંતભાઈ

પીપા પાપ ન કીજીયે, પુણ્ય કીયા સો બાર;
જો કિસીકા ના લે લિયા, તો દે દિયા બાર હજાર !

એ માળા બનાવી છે, જેને પહેરવી હોય તે પહેરે ! તેમણે ઘણી મહેનતે આ માળા તૈયાર કરી છે.

લખાણની રીત બહુ જ ઉત્તમ છે. દુહાઓમાં કોઈ કોઈ ઠેકાણે શબ્દ બદલી થઇ છે. કહેવતમાં પણ, જેમકે 'કંઠ, કહાણી ને કવિતા'-પણ 'કહાણી' ખોટું છે, 'કહેણી ને કવિતા' જોઈએ*

પણ આટલી શરતચૂક પુસ્તકનું-મુલ કંઈ ઓછી કરતી નથી. યશવંતભાઈએ ચારણી અને લોકભાષાનો વધુ ને વધુ અભ્યાસ કરવો રહ્યો.

આ પુસ્તકમાં રાજસ્થાની વાર્તા, મારવાડી દુહા, અને લોકગીતોની ગોઠવણ સુંદર રીતે કરી છે. ઘરની માંડ્યની જેમ સરસ ગોઠવાઈ છે.

ફાળો કરીને પણ પુણ્ય કર્મો કરવાં બહુ જ મુશ્કેલ છે, તેમ યશવંતભાઈએ ખૂણેખૂણેથી વાર્તાઓ, દુહાઓ વગેરે લઈ ગુજરાત સૌરાષ્ટ્રને ચરણે એક અદ્દભૂત જીવંત સામગ્રી ધરી છે.

મારા આશિર્વાદ.

—દુલા કાગ

મજાદર,
તા. ૭-૭-૬૫.

---

*પૂજ્ય કવિ કાગ-બાપુના આ સૂચનનો સહર્ષ સ્વીકાર કરું છું; પણ હકીકતમાં આ મુદ્રણ દોષ છે. "કંઠ, કહેણી અને કવિતા" મૂળ કોપીમા લખેલું જ છે. એ જ શિર્ષક હેઠળ મેં બે વર્ષ પહેલાં 'ચિત્રપટ'ના દિવાળી અંકમા લેખ પણ લખેલો.

—સંપાદક

# "ઉપનયન"

લોકગીતોના ગાયક અને ભાવક, તેમજ લોકસાહિત્ય અને લોકકથાઓનાં રજુઆત અને રસદર્શન કરાવનાર તરીકે ભાઈ યશવંત વ્યાસને યથાનામ એટલી યશસ્વિતા વરી ચૂકી છે કે તેનાથી તેઓ છકી નથી ગયા તે તેમની પોતાની અને લોકસાહિત્યની એક નાનકડી ખુશનસીબી છે.

સ્વ. મેઘાણીભાઈને હું ઘણી વખત કહેતો કે લોકસાહિત્ય ગ્રંથસ્થ કરવા કરતાં કંઠસ્થ કરવા જેવું વધુ હોય છે. શીસાંનાં બીબાં અને કાગળના કફનમાં તે વીંટળાય છે ત્યારે ગાનાર કે કહેનારના કંઠમાં જે તેનો અર્ધો ઉપરાંતનો પ્રાણ રહેલો હોય છે તે લુપ્ત થઈ જાય છે. છતાં અન્ય સાહિત્યની માફક લોકસાહિત્યને પણ એ સજા કરવી અંશતઃ અનિવાર્ય હોય છે એવી મેઘાણીભાઈની દલીલ સાથે હું હમેશાં સંમત થતો રહેલો, ભાઈ યશવન્તના આ પ્રકાશનને પણ હું એ જ ભાવે આવકારું છું, આ ગ્રંથમાં જે વાનગી રૂપ સટીક સાહિત્ય તેમણે રજુ કર્યું છે તેનો, જે લોકોએ તેમને પહેલાં કદિ નહિ સાંભળ્યા હોય તેમના પર બહુ પ્રભાવ નહિ પડે એમ માનું છું પણ જેમણે એમને સાંભળ્યા હશે તેમના ચૈતન્યમાં એ શ્રવણનું રટણ પેદા કરવાની ગરજ એ અવશ્ય સારશે. અને કદાચ, બીજાઓને એમને સાંભળવા પ્રેરશે. આ પ્રકાશનની સાર્થકતા મને આવી ને આટલી જ લાગે છે.

અને એ દૃષ્ટિએ આ પ્રકાશનની સીફારસ કરતા મને જરાય સંકોચ થતો નથી. લોકસાહિત્યની અભિરૂચિ પ્રત્યે એમને દોરી જવામાં હું નિમિત્ત બનેલો એ વાતનો ઉલ્લેખ, જાણે ઋણ સ્વીકાર કરતા હોય એવી ઢબે ભાઈ યશવંતે આરંભમાં કરેલો છે પરંતુ શું ધર્મમાં કે શું જીવનના બીજા કોઈ વ્યવસાયમાં ઉપનયન કરનાર ઉપકાર કરતો હોતો નથી. 'આંગળી ચીંધવાનું' લાયકને લાયકના સમાગમમાં મુકવાનું પુણ્ય જ તે કમાતો હોય છે. ભાઈ યશવંતને મેઘાણીભાઈ પાસે લઈ જવામાં મેં એમ જ કરેલું.

ઠીક ઠીક પરિચયને પરિણામે મારી એવી છાપ બંધાએલી કે ભાઈ યશવંતનું ભાવતંત્ર નિર્મળ આરસી જેવું છે, એટલે મેઘાણીની ભાવવ્યંજનાનું પ્રતિબિંબને તરત જ ઝીલી લઈ ને સાચવી રાખશે અને બીજી રીતે માતા-પિતા પાસેથી મળેલ સંસ્કાર અને શિક્ષણને લીધે લોકસાહિત્ય માટે તેઓ તૈયાર દીવા જેવા છે. મેઘાણીભાઈની જ્યોત તેમને અડકતાં આ દીવો પ્રજ્ળી ઉઠશે, અને પછીથી સ્વપ્રકાશે તે ઝળહળતો રહેશે. એ અપેક્ષા સાર્થક નિવડી છે એ એક ઉપનયનકાર તરીકે મારા માટે કૃતકૃત્યતાનો વિષય છે.

લોકસાહિત્યના ક્ષેત્રે ભાઈ યશવંતમાં મેઘાણીભાઈનાં ગાયન-કથનની કે ભાવવ્યંજનની તેમની પરિપકવતાની અપેક્ષા કોઈએ હજુ ન રાખવી જોઈએ. તેમના આ પ્રકાશનમાં તજજ્ઞને થોડી કચાશ જણાશે. પણ એને સુજ્ઞોએ કચાશ નહિ પણ કોલ ગણવો જોઈએ.

લોકસાહિત્યનાં ગ્રહણ, ગાયન અને રજુઆત પરત્વે મેઘાણીભાઈના જેવી ભાવકતા તેમજ ભાવુકતા છે. લોકગીત અને લોકસાહિત્ય પ્રત્યેનો એમનો અભિગમ પ્રથમ દરજ્જે स्वान्तः सुखन्ते છે. અને પછીથી 'સ્વાદુ વસ્તુ એકલાએ ન ખાવી જોઈએ' એવી વૃત્તિથી બીજાઓને પણ તેની લ્હાણ કરવાને તેઓ પ્રેરાય છે. એ રસલ્હાણ બીજાઓને કરવા પુરતું ભગવાને એમને ગળું અને વાણીશક્તિ આપ્યાં છે આ વૃત્તિ અને ગુણસમૃદ્ધિને પરિણામે આ ક્ષેત્રમાં ભાઈ યશવન્ત આગળ વધશે એવી મારી શ્રદ્ધા છે. લોકસાહિત્યક મેઘાણીભાઈનો વંશ તેઓ વાંઝીઓ નહિ રહેવા દે એવી મારી શ્રદ્ધા છે, અને શ્રદ્ધાની સાથે એવા મારા ઉપનયનકારના આશિષ અને પ્રાર્થના છે.

આ શબ્દોમાં જો કોઈ બળ હોય તો તે દ્વારા ભાઈ યશવન્તની લોકસાહિત્યની ઉપાસના તરફ વાંચકોનું હુ આ રીતે ઉપનયન કરું છુ.

—ર. વિ. મહેતા.
તંત્રી : 'જન્મભૂમિ'

મુંબઈ,
તા. ૧૭-૭-૬૫

# જીવનને હળવું ફુલ જેવું બનાવનાર લોકગીતો !

જેના લખનારાએ કદિ કાગળને લેખણ પકડયાં નહિ હોય, એ રચનારાં કોણ તેની જ કોઇને ખબર નહિ હોય, તેનું નામ લોકગીત ધરતીના કોઈ અગમ્ય અંધારા પડોમાંથી વહ્યાં આવતાં ઝરણાંનું મૂળ જેમ કોઈ કદાપિ શોધી શકયું નથી, તેમ આ લોકગીતોનાં ઉત્પત્તિસ્થાન પણ અણશોધ્યાં જ રહ્યાં છે. ગુજરાતનો લોકસમાજ ગાવા માટે તલસી ઉઠયો, એની કુંજેમાં જેમ પંખીઓ ટહુકયા વિના ન રહી શકયા; તેમ ગુજરાતના મનુષ્યો પણ ગાયા વગર ન જંપી શકયા. લોકસમાજના ઉદ્યમો અને ધંધાઓ પણ સંગીતાલયો બની ગયા ! લોકોનું જીવન હળવું ફુલ થઈ ગયું...

—ઝવેરચંદ મેઘાણી.

❊

—યુનિવર્સિટીના મહાલયમાં વિચરનારા હજારો ગુજરાતી યુવાનોને હું સાદ પાડું છું : કે થોડાક તો નીકળો, કોઇક તો કમ્મર કસો ! આપણાં રાનીપરજ ને કાળીપરજ, આપણાં ભીલો અને ધારાળાઓ, આપણી સુવિશાળ રત્નાકર પટ્ટીના કંઠાળવાસી નાવિકો અને નાખુદાઓ, તેમની પાસે હજુ ય સંચવાઇ રહેલી લોકવાણીને વીણી લાવી, યુનિવર્સિટીને દ્વારે હાજર કરો !

—મેઘાણી.

# ગુજરાતીઓને—

ગુજરાતીઓમાં પોતાના ઇતિહાસ, અને સંસ્કૃતિ માટે અભિમાન નહીં આવે તો તેમની પાસે ગમે તેટલું વિપુલ ધન હશે, તો યે તેમની કાંઈ કિમત નથી! પોતાના ઇતિહાસ, સાહિત્ય, અને સંસ્કૃતિમાં અભિમાન નહીં ધરાવતી પ્રજા કે રાષ્ટ્રનું વિશ્વમાં કશું ય સ્થાન નથી!

—કનૈયાલાલ મુન્શી.

('ફાર્બસ ગુજરાતી સભા'ની શતાબ્દી પ્રસંગે કરેલા પ્રવચનમાંથી.)

※

—જય ગિરા, ગરવી ગુજરાત!—

જ્યાં સિંહણ નિજ સંતાન ધરાવે જાળે
જ્યાં સાગર ઉછળે નીર મોતીની પાળે
જ્યાં પ્રેમભક્તિના ગાન ભક્તજને ગાયાં
જ્યાં સ્થલ સ્થલના ઇતિહાસ શુરના સોહાયા!

—કવિ નાનાલાલ.

જગમંદિરીયામાં
પધારો ગણપતિ



## શ્રી ગણપતિની સ્તુતિ

( રાગ માઢ )

જગમંદિરીયામાં પધારો ગણપતિ૦
ધૂપ જલઉં અગરબત્તી રે........જગ૦
પોઢિયાની અસવારીએ
ભોળા શંકર આવ્યાને
સંઘમાં લાવ્યા સતિ પારવતી......
—જગ૦
દશરથ પુત્ર શ્રી રામજી આવ્યાને
સંઘમાં લાવ્યા સીતા સતી રે
— જગ૦
અંજનિનાં પુત્ર, શ્રી હનુમાન આવ્યાને
સંઘમાં લાવ્યા રિદ્ધિ સિદ્ધિ
—જગ૦



# ગીરની ભૂમિમાં માતાજીનું મંદિર

ગીરનું જંગલ એટલે સોરઠી બહારવટિયાઓને મન 'માનો ખોળો!' બ્રિટીશ સરકારનું લશ્કર કે દેશી રજવાડાઓના સૈનિકો પણ જ્યાં બહારવટિયાઓ પાછળ જવાની હિમ્મત કરતાં નહીં, એવી લીલી વનરાઇઓથી વિંટળાએલી અને સાવજ દીપડાઓથી સળવળતી ગીરની ધરતીમાં તુલસીશ્યામના મંદિરથી થોડે જ દૂર કનકાઇ માતાનું મંદિર પણ હાલ જીર્ણોદ્ધાર પામ્યું છે. ધારી અને વિસાવદરથી માત્ર ૨૦ માઇલ દૂર આવેલું આ મંદિરનું સ્થળ ઘણું રળિયામણું છે. તા. ૩-૩-'૫૨ને દિવસે કનકાઈ માતાના મંદિરનો જીર્ણોધ્ધાર ઘણી ધામધૂમથી થયો. માતાજીના મંદિર પાસે રાત રહેવા ધર્મશાળામાં રહેવાની સગવડ ખાસ આપવામાં આવે છે. જેઓ જુનાગઢ સુધી જાય, તેમણે આ સ્થળની મુલાકાત જરૂર લેવા જેવી છે. આ મંદિરનો વહિવટ, 'શ્રી કનકેશ્વરી જીર્ણોધ્ધાર કમિટિ,' શ્રી વ્રજલાલ દુર્લભદાસ કાણકિયા, ૧૧૪ રી, વીઠ્ઠલભાઈ પટેલ રોડ, મુંબઈ, ૪ મારફત થાય છે.

—સંપાદક.



ધન ધન કાઠિયાવાડ, ધન ધન તારૂં નામ;<br>
પાકે જ્યાં નરબંકડા, ને રૂપ પદમણી નાર!

# ★ અનુક્રમણિકા ★




મુંબઈના રંગભવનની વિશાળ ગુજરાતી જનતા સમક્ષ
'લોકસાહિત્યનું રસદર્શન' રજૂ કરતા
શ્રી યશવંત વ્યાસ.



પોતાની જન્મભૂમિ સિહોર, સૌરાષ્ટ્રમાં શ્રી. જે. બી. પંડ્યા ઔદીચ્ય છાત્રાલયના ઉદ્‌ઘાટન પ્રસંગે લોકસાહિત્યનો કાર્યક્રમ રજૂ કર્યા પછી યશવંત વ્યાસને ફુલહાર અર્પણ કરતા ઓ. મેજીસ્ટ્રેટ અને સિહોરના જાણીતા કાર્યકર શ્રી. ચુનીભાઈ વ્યાસ. મંચપર ગુજરાત ધારાસભાના માજીસભ્ય અને સિહોર સુધરાઈના પ્રમુખ શ્રી લાલાણી વગેરે દેખાય છે.

# લોકસાહિત્ય નું રસદર્શન



**વિભાગ પહેલો.**

## દુહાઓનું રસદર્શન

### લોકસાહિત્યમાં દુહા :

લોકસાહિત્યના ડાયરાઓ આજે જામતા નથી અને લોકગીતોનો લલકાર આજે સંભળાતો નથી. છતાં પણ કાળના વહેણ જેને ધોઈ શકયા નથી કે સમયનો પ્રવાહ જેને ભૂંસી શકયો નથી એવું 'લોકસાહિત્ય' અમર છે. એ કયારેય ભુલાવાનું નથી. આનું કારણ છે, એમાં રહેલી સાદાઈ, સચ્ચાઈ અને સચોટતા. 'લોકસાહિત્ય'તો 'નવ રસ'નો કુંભ છે.' સંસાર અને સાહિત્યના નવે નવ રસો શૃંગાર, પ્રેમ, શૌર્ય, કરુણ, હાસ્ય વગેરે રસોથી છલકાતો લોકસાહિત્યનો કુંભ આજે પણ એટલોજ છલકતો રહ્યો છે; જેટલો વર્ષો થયા છલકાતો રહ્યો છે. કંઈ કેટલાય લોકસાહિત્યરસિકોએ એ 'રસ'ને ભોગવ્યો હશે, માણ્યો હશે, તેની રસલ્હાણ કરી હશે, તેને લૂંટાવ્યો હશે...પણ એ જરાય ઓછો નથી થયો !

જનસમૂહનું આ સાહિત્ય, જે સરળમાં સરળ ભાષામાં, ઊંચામાં ઊંચા વિચારો પણ રજૂ કરી શકે છે, તે કોઈ એક

વ્યકિતએ કે કોઈ એક કવિએ રચેલું નથી. કેટલીક કૃતિઓમાં તો તેના રચયિતાનું નામ આજસુધી શોધી શકાયું નથી! કોઈ કોઈ કૃતિના ઘડવૈયાઓ તો એવા છે કે, જેમણે કદી' હાથમાં કલમ કે કિતાબ લીધાં નથી; પાટી કે પેન પણ ઝાલ્યા નથી '!.

આવા સરળ છતાં ઉંડાણવાળા, શબ્દે સરળ છતાં અર્થે ઉંડાણવાળા, લોકસાહિત્યનું રસદર્શન કરાવવાનો અહીં ઉદ્દેશ છે... તેમાં ગુજરાતી લોકસાહિત્યનું મુખ્ય અંગ 'દુહો' છે, એ 'દુહા'ને જ લોક કવિએ કેવી રીતે ઓળખાવ્યો છે, જુઓ :–

દુહો દસમો વેદ, સમજે તેને સાલે,
વિયાતણની વેણ, વાંઝણી શું જાણે ?

અર્થ ઘણો સરળ છે, દુહામાં જે અર્થ છે, મર્મ છે, તે 'સમજનાર'જ તેને 'માણી શકે, ન સમજે તે તેની 'મજા' શું જાણે?

હમણાંજ એક દુહો સાંભળ્યોઃ

૧ નેણ લાગે તો લગણ દે, તુ મત લગીયો ચિત્ત,
૨ વૈ છૂટગે રોય કર, તુ બંધ્યો રહે, નિત !

—માનવી પોતાના મનને કહે છે, 'હે ચિત્ત! આંખો કોઈની આંખો સાથે 'લાગી' જાય તો તેને 'લાગવા' દેજે! મળવા દેજે! પણ જોજે કયાંક તું આવી ભૂલ કરી બેસતું. આંખો તો આંસુ સારીને રહી જશે, પણ તું કોઈથી 'બંધાયુ' તો કેમ છૂટશે ?

કોઈ અજ્ઞાત, અલગારી કે કોઈ ઓલિયાએ વદેલી વાણીમાં કેવું ગૂઢ સત્ય છૂપાયું છે! પ્રથમ વાંચને ઘણી વાર આવા સરળ લાગતા દુહાઓ અંતરનાં ઊંડાણને સ્પર્શે તેવું સચોટ સત્ય રજૂ કરતા હોય છે!

ભક્ત કવિ કબીરનો એક દુહો જુઓ :

અખિચન કી કર કોટરી, 'પુતરી' પલંગ બિછાય,
પલકનકી ચીખ ડારકે, પ્રિતમ લીયો છિપાય !

પ્રીતમઘેલી કોઈ પ્રિયતમા, જે પોતાના પ્રીતમને ઢૂંઢવા ઢંઢેરો પીટતી હશે, નગર નગર ઘૂમતી હશે, બજારે બજારે ભટકતી હશે, તેને કવિ કબીરે આ બે લીટીના સરળ દુહામાં ઘણું ઊંડું તત્ત્વજ્ઞાન રજૂ કરી સમજાવી દીધું છે !

"અરે હે, પ્રીતમઘેલી નાર ! પ્રીતમને ઢૂંઢવા આમ કયાં નીકળી પડી છો ! છૂપાવી લે, પ્રિયતમને તારા નયનોમાં ! પણ તે કેવી રીતે ? લોકકવિઓની ઉપમાઓ તો જૂઓ-પ્રિયતમને છુપાવવા નયનોની ઓરડી કરી, કીકીઓનો પલંગ બિછાવ, તેના પર પલકો (પાંપણ)નો પરદો કર અને એમાં પ્રિયતમને છુપાવી દે !...ભક્તકવિ કબીરની કલ્પના અને કાવ્યશક્તિ બન્ને પર વારી જવાનું મન થાય છે ને ?

એવોજ કોઈ એક બીજા લોકકવિનો દુહો છે;

સાજન ચિણગી પ્યારકી, રહી કલેજે લાગ,
જેસી ધુણી અતીત કી, જબ ખોલું તબ આગ !

"હે, સાજન ! પ્યારની ચિનગારી એવી છે કે જેવી કોઈ જોગીની ધૂણી ! જ્યારે તેમાં હાથ નાંખો ત્યારે આગ, આગ અને આગજ લાગે ! એમ જે માનવી પ્યારની ચિનગારી પોતાના જીગરમાં રાખે છે, તેના જીગરને ઢંઢોળતાં તેમાંથી પ્યારની આગ જ જોવા મળે છે !

—આજ વિષય પરનો મીરાંબાઈનો પેલો પ્રચલિત દુહો પણ આવુંજ સત્ય ભાખે છે.

જો મૈં એસા જાનતી, પ્રીત કિયે દુઃખ હોય,
નગર ઢંઢેરા પીટતી, પ્રીત ન કીજો કોઈ!

ઉપરના ચારે ય દુહાઓ જુદા જુદા લોકકવિઓના છે, છતાં તેમાં જે ભાવાર્થ છે, તે એક બીજાથી કેટલો મળતો આવે છે! આ દુહાઓ આ કવિઓએ કયાં–કેવા સંજોગોમાં લખ્યાં હશે તે કોણ કહી શકે? લોકસાહિત્ય વિષે સ્વ. ઝવેરચંદ મેઘાણી સાચું જ કહેતા, 'લોકસાહિત્યને કોઈ સીમાડા નથી, તેને કોઈ સરહદ નથી, 'લોકલાગણી' તો બધે જ સરખી છે, શું એક પ્રાંતમાં કે અન્ય પ્રાંતમાં! શું દેશમાં કે, પરદેશમાં!

બે લીટીના ચરણવાળો દુહો...સાદી અને સરળ ભાષાનું કવિત, માનવ-મનનાં ઊંડાણને કેવી રીતે રજૂ કરે છે, સીધા શબ્દોમાં ગંભીર વિચારો કેવી રીતે સમજાવે છે, તેના કેટલાંક દ્રષ્ટાંતો આપણે જોયાં; કેટલાંક દુન્યવી સત્યોને ઉત્તમ રૂપે સાદી અને સરળ ભાષામાં સમજાવતા આવા દુહાઓ આપણે અહીં વિશેષ પ્રમાણમાં જોઈએ:

સાંઠી ચાવલ ભેંશ દૂધ, ઘેર કુળવંતી નાર,
ચોથી પીઠ તુરંગની, એ સ્વર્ગ નિશાની ચાર!

મારા મુરબ્બી મિત્ર શ્રી બાદરાયણ ઘણી વાર કહેતા, 'ભાઈ! દુહા સાંભળવાની જેવી મજા આવે, એવી વાંચવાની ન આવે હો!' પણ મને એમને કહેવાનું મન થતું, કે ભાઈ! દુહા સાંભળ્યા પછી પણ જો એનું રસદર્શન ન થાય તો એ દુહા સાંભળવાનો પણ કાંઈ અર્થ નથી!

## લોકસાહિત્યમાં સ્વર્ગની વ્યાખ્યા!

'હવે ઉપરના દુહાનું જ રસદર્શન જુઓ! માનવીના જીવનમાં સ્વર્ગ ક્યાં છે? વિજ્ઞાને એ સિદ્ધ કર્યું છે કે સ્વર્ગ કાંઈ

આકાશમાં નથી, આકાશ તો ખાલી છે ! તો પછી સ્વર્ગ છે ક્યાં ? આપણો લોકકવિ એ સ્વર્ગને શોધી આવ્યો છે, આપણાં જીવનના જ ચાર-સુખોમાં !

એ ચાર સુખો જીવનમાં ક્યાં છુપાયા છે ? ખેતરમાં વાવ્યા હોય ત્યાંથી લણી, સાફસૂફ થઈ, કોઠીએ ભરાય ત્યાં સુધીની ૬૦ દિવસની ક્રિયાઓમાંથી પસાર થએલા શુદ્ધ ચોખા (ભાત) ખાવાનું (એટલે કે એવું સત્ત્વશીલ ધાન્ય ખાવાનું) જેના નસીબમાં લખાયું હોય, તેને જીવનનું પહેલું સુખ પ્રાપ્ત થયું છે એમ સમજવું ! જેને ભગરી ભેંશોના તાજા જ કાઢેલાં શેડકઢા દૂધ પીવા મળતા હોય, તેને જીવનનું બીજું સુખ પ્રાપ્ત થયું છે, એમ સમજવું.

જેને ઘેર, પોતાનું પૂરેપૂરું જતન કરનારી કૂળવંતી પત્ની હોય, એને જીવનનું ત્રીજું સુખ મળ્યું છે, એમ માનવું !

અને જેને ઘેર બેસવા માટે, સવારી કરવા માટે, હરવા-ફરવા માટે પાણીદાર ઘોડો છે, તેને જીવનનું ચોથું સુખ પણ માણવા મળ્યું છે, એમ સમજવું ! (આજે પણ આપણે વાહન વિના કેટલી મુશ્કેલીઓ ઉઠાવીએ છીએ એ ક્યાં સ્પષ્ટ કરવાની જરૂર છે?)

તો, આ જીવનના સાચા ચાર સુખો માણવાનું ભાગ્ય જેના જીવનમાં છે, એને જીવનમાં સાચું સ્વર્ગ પ્રાપ્ત થયુ છે, એમ સમજી લેવું !

એ લીટીનો સરળ ભાષાનો દુહો, પણ જીવનના દુન્યવી સુખને અને સંસારના સત્યને કેવી સરળ ભાષામાં સમજાવી જાય છે !

ઘર, નાર અને પુત્ર વિષે વધુ ઉજળું સત્ય સમજાવતો આ દુહો પણ ઘણોજ પ્રચલિત છે :

કૂવા ઢાંકણ ઢાંકણુ, ખેતર ઢાંકણુ વાડ,
બાપનું ઢાંકણ બેટડા, ઘરનું ઢાંકણ નાર !

—કોઈ ખેતરની વાડ પાસે કે કોઈ ગામને પાદર વડલા નીચે બેસીને, કોઈ અલગારી આદમીએ આ દુહો જ્યારે એક હાથ કડીયાળી ડાંગ પર ટેકવીને અને બીજો હાથ કાન પર ઢાંકીને લલકાર્યો હશે, ત્યારે એને પોતાને ય ખબર નહીં હોય કે પોતે જીવનનું નર્યું, નગદ સત્ય આ બે ચરણ દ્વારા સમજાવી રહ્યો છે ! ત્યારે તો કદાચ, એણે એનો અર્થ સમજવાની કોશીષ પણ નહીં કરી હોય, જેવું જીભે આવ્યું એવું વદયો હશે ! જેવું હૈયે તેવું હોઠે લાવ્યો હશે !...પછી તો સાહિત્યની કોર્ટ–કચેરીમાં આવા લોકસાહિત્યને સ્થાન અપાવનાર કે તે માટે 'વકીલ' બનીને લોકસાહિત્ય માટે મુકદ્દમો લડનાર શ્રી. ઝવેરચંદ મેઘાણી કે શ્રી. ગોકુલદાસ રાયચુરા જેવા સાહિત્યકારો એનો અર્થ ઘટાવી, એને વિશે વિવેચન કરી, એને શિષ્ટ સાહિત્યમાં સ્થાન અપાવ્યું હશે અને તેને સાહિત્યની કૃતિરૂપે સ્વીકારાવ્યું હશે ! (હવે તો લોકસાહિત્યના આ દુહાઓ આપણાં શાળા–કોલેજના પાઠય પુસ્તકોમાં પણ સ્વીકૃત થયા છે અને અભ્યાસક્રમમાં તેમને સારું સ્થાન મળ્યું છે, તે આનંદની વાત છે.)

આવો, આવા વધુ દુહાઓનું રસપાન કરીએ. ઘર, નાર, કુટુંબ અને સમાજવ્યવસ્થાને વણી લેતા આવા તો અનેક દુહાંઓ છૂટાછવાયા આપણાં લોકસાહિત્યમાં પડયા છે. કંઠસ્થ સાહિત્યની આ મહામૂલી ભેટ છે. એમાં ઊંડા ઉતરનાર જ તેનો મર્મ માણી શકે છે !

મહીપતી માગણ છોકરા, ચોથી ઘરની નાર;
છત-અછત સમજે નહીં, બસ લાવ્ય, લાવ્ય ને લાવ્ય !

મહિપતિ (એટલે રાજા, હવે સરકાર !) જે જનતા પાસેથી કર લેવાનું જ સમજે છે, (કે માગ્યા કરે છે), બીજો ભિખારી, જે ભીખદ્વારા લોકો પાસે માગ માગજ કર્યા કરે છે, ત્રીજો બાળક (સંતાન) પોતાના પિતા બહારથી આવતાંજ કાંઈ ને કાંઈ માગણી કર્યાજ કરે છે, ચોથી ઘરની નાર..."આ લાવો ને તે લાવો ! ઘરમાં આ ખૂટયું ને તે ખુટયું !...' 'છત અછત' સમજ્યા વિના ઘરધણી પાસે 'માગ માગ' કરતા આ ચારેય જણાં એકજ 'કક્ષા'ના માગણ છે ! ! !

—લોકકવિની કે લોકગાયકની દ્રષ્ટિ ઘરની ચાર દિવાલોમાંજ બંધ નથી થઈ, એણે તો નિરખ્યાં છે, ધરતીના વિશાળ પટ, ઇતિહાસની તવારીખના પ્રસંગો, સર્જનહારની મહાન શક્તિ અને સંસારના આ મહામૂલો રત્નોઃ

કોંક પુરુષ કોંક ઘોડલો, કોંક ગુણવંતી નાર,
સર્જનહારે સર્જ્યા......(ઈ) ત્રણે રતન સંસાર !"

સર્જનહારે, સૃષ્ટિ સર્જી, પ્રાણીમાત્રમાં ચપળતા પૂરી, સંસારનું ચક્ર ચલાવ્યું અને એમાં ત્રણ 'રતન' એવા સર્જાયા કે જેની પ્રતિકૃતિ આજેય વિજ્ઞાનનો આ ચમત્કારયુગ સર્જી શકયો નથી ! તે ત્રણ રત્નો તે, કોઈક પુરુષ...મહારાણા પ્રતાપ જેવો પરાક્રમી કે મહાત્મા ગાંધી જેવો પ્રતાપી ! પદ્મિની જેવી ગુણવંતી કે રાણકદેવી જેવી શીલવંતી કોઈક સ્ત્રી અને કોઈક ઘોડલો,... કોઈક જ !...ચેતક જેવો ! જે યુદ્ધના ત્રમજુટ બોલતા વાતાવરણમાંથી પોતાના અસવારને ક્ષેમ કુશળ કાઢી અને સુરક્ષિત સ્થળે લઈ જનાર, પોતાના અસવાર સાથે સાથે પોતે પણ 'અમર' થઈ જનાર ...! (એ ચેતકની 'છત્રી' આજે પણ રાજસ્થાનમાં છે !) ધન્ય છે, આવા પુરુષોને ! આવી સ્ત્રીઓને ! અને આવા

ઘોડલાઓને !...કે જેને સર્જીને સર્જનહારે હાથ ધોઈ નાખ્યા છે!

સાજન એવા કિજીયે, જેવા કૂવાના કોસ,
પછાડયા પાણી દિયે, હૃદે ન આણે રોષ !

સાજન મિત્રો એવા કરવા કે જેને આપણાંથી કોઈ નુકસાન થાય, આપણાથી જાણ્યે અજાણ્યે ઈજા પહોંચે, તો પણ હૃદયમાં રોષ ન લાવે ! લોકકવિએ આ સામાન્ય શિખામણ આપીને પછી દાખલો આપ્યો, છે કોસનો ને પાણીનો ! કૂવાનો કોસ, કૂવાના પાણીને કૂવામાંથી બહાર ખેંચી કાઢે છે. (પછી) બહાર ખેંચ્યા પછી તેને કૂવાની કુંડીમાં પછાડે છે, છતાં પણ કૂવાના પાણી હૃદયમાં રોષ લાવતા નથી, કોસ પર ગુસ્સો કરતા નથી ! કોસ અને પાણી વચ્ચે જેવી નિર્મળ મૈત્રી છે, નિઃસ્વાર્થ સંબંધ છે, એવો સંબંધ કે એવી મૈત્રી એ સાજન-મિત્રો વચ્ચે હોવી જોઈએ !

કયાં ચાંદ, કયાં ચકોરી, કયાં મોર કયાં મેહ,
અળગા તોયે ઢુંકડા, સાંચો જ્યાંહિ નેહ !

'—આગલા દુહામાં મૈત્રીનો સાચો મર્મ સમજાવ્યો. હવે જ્યાં એવા સાચા મિત્રો છે, ત્યાં અંતર ભલેને ગમે તેટલું હોય છતાં જો તેમના વચ્ચે સાચો સ્નેહ હોય તો એ અંતર ગણાય જ નહીં ! દાખલા તરીકે ચાંદ અને ચકોરી ! મોર અને વરસાદ, એક ધરતી પર અને બીજો ગગનમાં ! ચાંદ ગગનમાં અને ચકોરી ધરતી પર, મોર ધરતી પર અને મેહ ગગનમાં ! છતાં બન્ને વચ્ચેનું આટલું અંતર છતાં ય સાચો સ્નેહ છે, એટલે તો તેઓ અળગાં છતાં ય એક બીજાથી નજીક છે !

પણ જ્યાં સાચો સ્નેહ નથી, ત્યાગ કે આત્મસમર્પણની જરાય ભાવના નથી, એવા સ્વાર્થી, લંપટ અને લાલચુ મિત્રો

તો માર્ગમાં ઘણાં ય મળે છે ! એવા હીન-કક્ષાના મિત્રો પર કટાક્ષ કરતો દુહો પણ જાણવા જેવો છે !

'પ્રીત ઉતારે પાર, વીરલા લાધે જગત,
(પણ) મતઅલના યાર, મારગ મારગ મોતિયા !.

જેઓ સાચા વીરલા છે, તેઓ પ્રીતથી કોઈ પણ કામ પાર ઉતારે છે, પણ એવા તો આ જગતમાં કો'ક જ છે ! બાકી સ્વાર્થી મિત્રો તો માર્ગમાં ઘણાંય મળે છે !

મૈત્રી, સ્નેહ, પ્રીતિ વિષે એક વિશેષ દુહો જુઓ :-

✓ હંસલા પ્રીતિ કાગની, કષ્ટ પડે ઊડી જાય,
સાચી પ્રીતિ સેવાળની, જળ સુકે કરમાય !

હંસલા, કાગડાની પ્રીતિ કેવી છે ? કે જરાક કષ્ટ પડે ત્યાં ઉડી જાય છે ! (અથવા આ પ્રથમ ચરણનો અર્થ એવો પણ થાય કે જેઓ પ્રીતિમાં કષ્ટ (દુઃખ) પડતાં જ નાસી જાય છે તેઓ 'કાગડા' જેવો છે.) પણ સાચી પ્રીતી જોવી હોય તો જુઓ, સરોવર તીરના 'શેવાળ'ની વનસ્પતિને ! કે જે જળ સુકાતાં જ કરમાય છે ! અદ્રશ્ય થઈ જાય છે !

✓ આનંદ કહે પરમાનંદને, માણસે માણસે ફેર,
એક 'લાખુ' દેતા ના જડે, બીજું તાંબિયાનું તેર !

આનંદે પરમાનંદને કહ્યું, માણસે, માણસે ફેર છે ! કેટલાક એવા છે કે જેને મેળવવા માટે લાખો રૂપિયા ખર્ચવા પડે છે; છતાં ક્યારેક એવા માણસો (મિત્રો) નથી મળતા; જ્યારે કેટલાક એવા છે કે જે તાંબાના પૈસાના તેર તેરના ભાવે જાણે સામા જમાં મળી આવે છે ! એટલે કે આ જગતમાં સાચા માણસો ઓછા છે અને ખોટાનો પાર નથી !

"મોતી ભાંગ્યું વીંધતાં, મન ભાંગ્યું કવેણ,
ઘોડા ભાંગ્યો ખેલતાં, નહીં સાંધો, નહીં રેણ !"

મોતી, મન અને ઘોડો આ ત્રણ જણાં એક વાર ભાંગી ગયા, તો પછી ફરીથી સંધાતા નથી, એને રેણ દઈને જોડી પણ શકાતાં નથી ! લોક કવિની નજર કયાં કયાં ગઈ છે, તે જુઓ ! મોતી...જેને વીંધતાં તે ભાંગી જાય, મન...જેને કડવા વેણથી કાળજે 'ઘા' લાગી જાય, અને ત્રીજો ઘોડો, જે સવારી કરતાં કરતાં મરી જાય, આ ત્રણે પછી લાખ ઉપાયે 'સંધાતા' નથી !...

કવિ શ્રી. દલપતરામ ડાહ્યાલાલે કહ્યું છે કે સાદી ભાવા, સાદી કડી, સાદી વાત વિવેક, સાદામાં સાચું કથે, એ જ કવિજન એક !

સાદા શબ્દોમાં, સરળ ભાષામાં, સાદી વાતમાં, સાચું કહેનાર જ સાચો કવિજન છે ! મતલબ કે સાચું, સાદું અને સરળ ભાષામાં લખનારને જનતા 'કવિજન' તરીકે જલદી સ્વીકારી લે છે અને તેની વાતોને, શિખામણોને યાદ કરે છે ! આપણા લોક કવિઓએ સાદી, સરળ ભાષામાં લખેલા આવા અસંખ્ય દુહાઓને જનતાએ અપનાવ્યા છે, પરંપરાગત સાચવ્યા છે અને તેમાંથી બોધ લીધો છે.

નહીં રાગ નહીં રાગિની, નહીં ગાણું નહીં ગીત,
એ દુહો અમારાં દેશનો, જે ચરરર ચીરે ચિત્ત !

જે ગાવા માટે કોઈ રાગની જરૂર નથી, કોઈ ગીતની જરૂર નથી કે કોઈ સૂર અને તાલની પણ જરૂર નથી, એવો અમારા દેશનો દુહો ચિત્તને ચીરી નાખવામાં કેવો અસરકારક નિવડે છે !

આ પહેલા આપણે જે દુહાઓ જોયા તે સરળ અને સાદા હતા, હવે થોડા એવા દુહાઓ જોઈએ જે મર્મવેધક કટાક્ષની કટારીથી ચિત્તને ચીરે તેવા હોય !

મતલબની મનવાર, કોઈ જગત જમાડે ચૂરમા,
વીણ મતલબની વાત, રાબ ન પીરસે રાજીયા !

અર્થઃ–રાજીયા ! આ જગતમાં મતલબની વાતો અને મતલબી માનવીઓજ વધી પડ્યા છે ! મતલબ હોય તો ચૂરમા (લાડૂ) જમાડે, અને મતલબ ન હોય તો કોઈ રાબ કરીને પણ ન પીવરાવે !

કળજુગ આવ્યો કારણ, જગત બધું ય જાણે,
સાવજની પથારીમાં ય, શિયાળવાં મોજું માણે !

કળજુગ આવ્યો છે ! કારણ કે જ્યાં સાવજ (સિંહ) સૂતા, બેસતા, ત્યાં આજે શિયાળીયાઓ મોજમજા માણતા થઈ ગયા છે ! બે લીટીના સાદા, સરળ દુહામાં કેવો વેધક કટાક્ષ છે ! જે જગ્યા શરવીરો માટે હતી, જે જગ્યા સાચા બહાદૂરો માટે હતી, તે જગ્યાએ આજે ખંધાઓ અને લુચ્ચાઓ જઈ બેસી ગયા છે ! જગત આખું આ વાત જાણે છે, પણ કાંઈ થઈ શકતું નથી, કારણ કે કળીયુગ આવ્યો છે !

હંસા બગલા એક રંગ, માનસરોવર માહીં;
બગલા ઢૂંઢે માછલી, હંસ મોતી ચાહી !

માનસરોવરમાં હંસ અને બગલો બન્ને સાથે ચરે છે, પણ બન્ને વચ્ચે ફરક એટલો છે કે હંસ મોતી ચરે છે અને બગલો માછલી ચરે છે ! આપણા જીવનમાં પણ એવું કયાં નથી બનતું ? એક જ ક્ષેત્રમાં કામ કરતા બે પ્રકારના માનવીઓ, એક માનવી તે ક્ષેત્રમાંથી જીવનને અજવાળે એવા મોતી ગોતે છે, અને બીજો માનવી માત્ર પેટ ભરવાનું કામ કરે છે !

જ્યાં જેનું નહીં પારખું, ત્યાં તેનું નહીં કામ,
ધોબી બિચારો શું કરે ? જ્યાં નાગાઓનું ગામ !

આ દુહાનો અર્થ તો ઘણો સ્પષ્ટ છે. આજે પણ એવા કેટલાંય માણસો આપણને જોવા મળે છે, કે જ્યાં તેમનું કાંઈ કામ ન હોવા છતાં, પોતે માથું મારતા હોય છે, અને કયાંક એવા માનવીઓ ય નજરે ચઢતા હોય છે જ્યાં તેમનું ક્ષેત્ર હોવા છતાં કાંઈ કામ નથી હોતું !

આમ આ દુહાઓ, જે પ્રથમ પંક્તિમાં જગ માન્ય સત્ય કથે છે અને બીજી પંક્તિમાં તેનો દાખલો આપી તે સત્યને વધુ સરળ રીતે સમજાવી જાય છે, આવો એક બીજો દુહો લઈએ,

દુર્જનકી કરૂણા બૂરી, ભલો સજ્જનકો ત્રાસ,
સૂરજ જબ ગરમી કરે, તબ બરસનકી આસ.

પ્રથમ પંક્તિમાં સુંદર બોધદાયક વાત કરી, દુર્જન અગર કરૂણા (દયા) બતાવે તો પણ તેમાં કાંઈક ભેદ હોય છે, તેની ભેદવાળી કરૂણા કરતાં તો સજ્જનનો ત્રાસ હજાર દરજ્જે સારો, કારણ કે સૂરજ જ્યારે ખૂબ તપીને ત્રાસ આપે છે ત્યારે સમજવું કે હવે આકાશમાંથી શીતળ જળની ધારાઓ વરસવાની છે ! વૈશાખ, જેઠ પછી અષાઢ, શ્રાવણ આવે જ છે ને ?

'દગાળાને દલ ન દઈએ, (ભલે) સાવ સોનાના થાય,
પહેલાં બતાવે પ્રીતડી, પછી બીજાને જાય !

જેમના દિલમાં દગો છે, એવા માનવીઓ ભલે સોનાના હોય, (શ્રીમંત હોય) પણ તેમને કદિ' દિલ ન દઈએ ! (દોસ્તી ન કરીએ) કારણ કે તેઓ પ્રથમ પ્રથમ તો પ્રીત બતાવે છે પણ પછી આપણને દૂર કરી, બીજાને પાસે લ્યે છે !!'

હવે તેથી પણ એક મજાનો દુહો જુઓ ! જે બૂરા માનવીને કેવી રીતે ઓળખાવે છે :-

બાર ગાઉએ બોલી બદલે, તરૂવર બદલે શાખા,
બાળપણના કેશ બદલે, લખણ ના બદલે લાખા !

બાર બાર ગાઉ સુધી ચાલો, ત્યારે બોલી (ભાષા) બદલાતી સંભળાય, વખત આવ્યે વૃક્ષોની ડાળીઓ અને પાંદડાઓ પણ બદલાતા દેખાય અરે ! માનવી જ્યારે બાળકમાંથી વૃદ્ધ બને છે, ત્યારે તેના કેશ (બાલ) પણ બદલી જાય છે. (કાળાં ધોળાં બને છે.) પણ આ જગતમાં કેટલાક એવા અપલખણાં (ખરાબ) માનવીઓ છે કે જેમનો આખો જન્મારો જાય છે, તો પણ લખણુ (સ્વભાવ) બદલાતો નથી !

આવા જ અર્થવાળો એક વધુ દુહો જોઈએ,

નમન નમનમેં ફેર હૈ, બહોત નમે નાદાન,
દગલબાજ દૂગા નમે, ચિત્તા, ચોર કમાન !

અને

નાનો કણ પણ રાઈનો, વાંકી તો યે મૂછ,
ઘરડો તોયે ગરાશિયો, ભાંગ્યું તો ય ભરૂચ !

કયાં રાઈ, કયાં મૂછ ? કયાં ગરાશિયો ને કયાં ભરૂચ ? લોક કવિએ કયાંથી કયાંથી પોતાના સર્જનની સામગ્રી એકઠી કરી છે ! બીજો દુહો જુઓ.

સોનું, રૂપું, વાળ્યું વળે, લોઢું વળ્યું તાપે,
સજાત સમજાવે વળે, પણ કજાત વળે લાતે !

નિર્જીવને સજીવ સાથે સરખાવી, માનવીના વિચિત્ર સ્વભાવ પર કેવો કટાક્ષ કર્યો છે ?

કાયા જાજો સામટી, પણ નાક મ જાજો નખ,
પાણી મ જાજો પાવળું, ભલે લોહી વહ્યા જાય લખ.

પોતાનું 'પાણી' અને 'નાક' સાચવવા લોકકવિએ માનવીઓને કેવી સુંદર શિખામણ આપી છે! 'નાક' સાચવવા માટે જીવ ગુમાવવો પડે તેનો વાંધો નહીં! 'પાણી' સાચવવા માટે શરીરમાંથી લોહી વહ્યે જાય તો પણ કાંઈ નહીં! પણ ગમે તે ભોગે માનવીએ પોતાનું નામ, ઈજ્જત અને આબરૂ તો રાખવા જ જોઈએ! એવો એક બીજો જ દુહો લઈએ.

કાજલ તજે ન શ્યામતા, મુક્તા તજે ન શ્વેત,
દુર્જન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત!.

જાતિ સ્વભાવ પરખાવતો આ દુહો કેટલો વાસ્તવદર્શી લાગે છે! કાજળ કાળાશ તજતું નથી, મોતી શ્વેત રંગ તજતું નથી. અને સજ્જન જેમ હેત તજતો નથી, તેમ દુર્જન કુટિલતા છોડતો નથી! સંસ્કૃત સુભાષિતોમાં જેમ પ્રથમ ઉપદેશ દઈને પછી દાખલો રજુ કરવાની એક પદ્ધતિ ચાલી આવે છે, તેવું જ લોકસાહિત્યના દુહાઓનું પણ છે! સંસ્કૃત સુભાષિતનો એક દાખલો લઈએ.

શૈલે શૈલે ન માણિક્યં, મૌક્તિકં ન ગજે ગજે,
સાધવો ન હિ સર્વત્ર, ચંદનમ્ ન વનેવને!

જેમ પર્વતે પર્વતે માણેક હોતા નથી, જેમ દરેક હાથીના માથામાંથી મોતી નીકળતા નથી, જેમ દરેક વનમાં ચંદનના વૃક્ષો હોતાં નથી, તેમ સારા માણસો કાંઈ સર્વત્ર હોતા નથી! આ શિષ્ટ સંસ્કૃત સાહિત્યના એક શ્લોક (સુભાષિત)નું દ્રષ્ટાંત અને પેલો લોકસાહિત્યની સાદી સરળ ભાષાનો, લોકવાણીનો એક દુહો!

મોતી ઓર દૂધકા, તીનો એક સ્વભાવ,
પીછે ના મિલે, કોટી જતન બતાવ!

હવે સોરઠી દુહાને લોકકવિશ્રી તુલસીદાસજીની કૃતિ સાથે સરખાવીએ.

આવ નહીં આવકાર નહીં, નહીં નૈનમાં નેહ,
તુલસી વહાં ન જાઇએ, ભલે કંચન વરસે મેહ !

હવે સોરઠી દુહા જોઈએ.

મે'માનુંને માન, દિલ ભરી દીધાં નહીં,
ઈ મેડી નહીં મસાણ, સાચું સોરઠિયો ભણે !

આતિથ્ય સત્કાર એ તો ગુજરાત સૌરાષ્ટ્રનો વિશેષ ગુણ. આશરે આવેલા કે અતિથિ બનીને આવેલા કાજે સોરઠી માનવીઓએ કાં તો જંગ ખેલ્યા છે અને કાં તો ખેલાતા જંગ અટકાવી દીધા છે !

આવ તણાં એંધાણ, મળવામાં 'માઠપ' કરે,
એ શું પાથરે પ્રાણ ? સાચું સોરઠિયો ભણે !
પર ઘેર માગે માન, પણ બીજાને બોલાવે નહીં,
ઈ માણસ નહીં હેવાન, સાચું સોરઠિયો ભણે !

આમ આપણી પ્રજાના અને લોકોનાં જે સંસ્કાર છે, આતિથ્ય સત્કારની ભાવના છે, તે તેમના સાહિત્યમાં ઝિલાયા છે. ગુજરાતના આદિ કવિ શ્રી. નરસિંહ મહેતાએ પણ તેમના એક ગીતમાં સોરઠના આતિથ્ય સત્કારને કેવી સુંદર રીતે રજુ કર્યો છે !

આશા ભર્યા ને અને આવિયાને
મારે વ્હાલે રમાડયા રાસ રે !
આવેલ આશા ભર્યા રે ,
ઉતારા દેશું ઓરડે, ને, કાંઈ દેશું વાડીના મોલ રે...આવેલ...
નાવણ દેશું કૂંડિયું ને, કાંઈ દેશું નદિયુંના નીર રે... ,,
ભોજન દેશું લાપશી ને, કાંઈ દેશું કઢિયલ દૂધ રે... ,,

મુખવાસ દેશું એલચી ને, કાંઇ દેશું રે પાન પચાસ રે... ,,
આવેલ આશાભર્યા રે.

'પદ્મશ્રી' કવિશ્રી. દુલાભાઈ 'કાગ' પણ એમના એક ગીતમા સૌરાષ્ટ્રની આતિથ્ય ભાવનાનો પ્રચાર કરતા ગયા છે.

× તારે આંગણિયે કોઇ આશા કરીને આવે રે,
આવકારો મીઠો આપજે રે !
તારે કાને કોઈ સંકટ તેના સભળાવે રે,
બને તો થોડાં કાપજે રે !

× ( આ આખું ગીત 'કાગવાણી' ભાગ ૪માં જોઇ લેવુ )

* * * *

કે દાદર, કે ડાકલાં, કે પૂજે પાખાણ;
(પણ) રાત ન ભાંગે રાણ, કમણે કશ્યપરાઉત !

હે સૂરજ દેવ ! કોઈ જણ પથ્થરની મૂર્તિ પૂજીને, કોઈ ડાકલાં વગાડીને કે કોઈ તારાઓ ગણીને રાત વિતાવે છે, પણ તમારા આગમન વિના કોઈથી રાત થોડી ભાગે છે ?

## દુહાઓની રસસામગ્રી

લોકસાહિત્યના સંશોધનમાંથી થોડા વધુ દુહાઓ મળ્યા છે

તાબૂત ઘેલાં તરઘડાં, વિવાહ ઘેલી નાર;
હોળી ઘેલાં ઘેરૈયાં, રણ ઘેલી તલવાર !

તાજીયાના દિવસોમાં બજાર વચ્ચેથી નીકળતાં તાબૂતના સરઘસમા જેણે જુવાનિયાઓને જોયા હશે એને ખબર હશે કે

કેવું જેમ એ નાચનારાઓમાં હોય છે ! એવું જ જ્યારે ઘરમાં વિવાહ-લગ્ન હોય ત્યારે સ્ત્રીનું હોય છે ! હરખપદુડી થઈને સ્ત્રી જ્યારે વિવાહના દિવસોમાં ઘરમાં ધમાધમ કરતી હોય, ત્યારે એના વસ્ત્રોની સજાવટ, એના ઝાંઝરનો ઝણકાર અને કંકણનો રણકાર, એની અવરજવરની ચાડી ખાતા હોય છે ! એવું જ હોળીના દિવસોમાં બજાર વચ્ચેથી થાળી ટીપતાં ટીપતાં કપડાં અને મોઢાં રંગેલા ઘેરૈયા જ્યારે નાચતા કુદતા નીકળે છે, ત્યારે તેઓ કોણ હશે, એ કહેવાની જરૂર રહેતી નથી ! જેમ તાબૂતના દિવસોમાં તરઘડાં, વિવાહના દિવસોમાં સ્ત્રી, હોળીના દિવસોમાં ઘેરૈયા, તેમ રણસંગ્રામમાં તલવાર સમજવી. લોકકવિની સામગ્રી તો જુઓ ! કયાં તાબૂત, કયાં વિવાહ ! કયાં હોળી, કયાં રણસંગ્રામ !

ગુજરાત બાજુ ગવાતા આ દુહા સાથે સોરઠી લોકસાહિત્યનો આ દુહો મૂકવા જેવો છે.

**સોરઠ મીઠી રાગણી, રાગ મીઠો મલ્હાર;**
**રણમાં મીઠી વિરડી, જંગ મીઠી તલવાર !**

સોરઠમાં જાતજાતની રાગણીઓ છે, ભજનની, દુહાની, રાસની, ગરબાની, ગરબીની, એવું જ શાસ્ત્રીય સંગીતમાં રાગ મલ્હારનું છે, ઘણો મીઠો એ રાગ છે. ઋતુએ ઋતુએ જેમ ટાઢ-તડકો સારા લાગે એમ રણમાં ભૂલા પડેલા વટેમાર્ગુને વિરડી મીઠી લાગે, ત્યારે જંગે ચઢ્યા શરવીરને તલવાર જ મીઠી લાગે ને ?

**કાગાને વહાલું કુંભજળ, સ્ત્રીને વ્હાલી વાત;**
**બ્રાહ્મણને વ્હાલું ભોજન, ગદ્ધાને વ્હાલી લાત !**

ગમે તેવા નિર્મળ જળમાં જઈને પાણી પીએ, તો એ કાગડો નહીં ! એને તો કુંભ જળ કે જેમાં ચાંચ ડૂબાવવાની હોય, એ જ ગમે ! જ્યારે સ્ત્રીને ગમે તેવું અગત્યનું કામ હોય, ઉતાવળ હોય,

પણ એ વખતે ય તેને કોઈ વાતુડી સ્રી જો મળી ગઈ, તો પછી ચૂલા પર દાળ દાઝી જાય, કે પીરસેલી રસોઈ ઠરીને ઠીકરૂં થઈ જાય, તેની પણ તે પરવા નહીં કરે! એવું જ બ્રાહ્મણનું છે! ગમે તેવા અગત્યના કામે જવાનું હોય, પણ બ્રાહ્મણને ભોજન જમવાનું હશે, તો તેને કામ કરતાં ભોજન વધુ અગત્યનું લાગશે! આવાં જ અર્થનો એક વધુ દુહો જાણવા જેવો છે.

વાતે રિઝે વાણિયો, હુંકારે રજપુત;
ડાકલે રિઝે ડણકા, (તેમ) બાકળે રિઝે ભૂત!

કોણ કેવી રીતે રીઝે? વાતોથી વાણિયો રિઝે એમ પોરસ ચઢાવવાથી રજપુત રિઝે છે, જ્યારે કોળી અને બાવાઓ ડાકલા વાગે ત્યારે રિઝે અને ભૂત પલિતો બાકળા (બાફેલા ઠેઠવાથી) રિઝે છે!

કવિ ભૂષણ કલ્પના ગાયક ભૂષણ સૂર;
વાણી ભૂષણ નમ્રતા, નયન ભૂષણ નૂર!

કવિની કલ્પના ડાયરાને અને સભાને ડોલાવે છે, ગાયકના સૂર શ્રોતાઓને ઘેલા કરે છે. વાણીની નમ્રતા કોઈને પણ પાણી પાણી કરે છે, તેમ નયનમાં નૂર હોય ત્યારે જ તે સામી વ્યક્તિને વશ કરી શકે છે, આકર્ષી શકે છે! કવિની કલ્પના, ગાયકના સૂર, વાણીની નમ્રતા અને નયનનું નૂર, એ દરેકના આભૂષણ જેવા છે! આ દુહાની પંક્તિઓ એક સાદી સરળ ઉક્તિની યાદ અપાવે છે.

જેમ ભોજન દાળ વિના, એમ ગાવું તાલ વિના!
જેમ ભોજન દાળ વિના, એમ માથું વાળ વિના!
જેમ ભોજન દાળ વિના, એમ કજીયો ગાળ વિના!
જેમ ભોજન દાળ વિના, એમ નાર ચાલ વિના!

લોકભાષામાં લખાએલી આવી ઘણી ઉક્તિઓ, કહેવતો, દુહાઓ અને જોડકણાથી લોક સાહિત્યનો રત્નાકર છલકાય છે.

સભા વિષે જઇ બેસવું, જ્યાં જેનો અધિકાર;
ઝાંઝર શોભે ચરણમાં, હૈયાં ઉપર હાર !

લોક કવિને જે કહેવું છે એ પ્રથમ સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે અને લોકો તેને સરળ અર્થમાં સમજી શકે એ માટે, તુરત ઉપમાનો પ્રયોગ કર્યો છે, હારનું સ્થાન કંઠમાં છે અને ઝાંઝરનું સ્થાન ચરણમાં છે !

આવા દુહાઓમાંથી તો કવિતાનું સાચું સર્જન થયું છે !

ડુંગર તો દૂરથી ભલાં, દૂર ભલી સુંદર નાર,
ભેદ એ જાણે બેઉના, નિત પાસે રહેનાર !

'ડુંગર દૂરથી રળિયામણા'ની કહેવત પહેલાં પડી હશે કે પહેલાં આ દુહો લખાયો હશે, એ ખબર નથી, પણ દુહા દ્વારા જે કહેવાયું છે. શિષ્ટ સમાજ ( કે શિષ્ટ સાહિત્ય ) જે કહેતાં કદાચ અચકાયો હશે, એ લોકસાહિત્યે ખૂબ જ સ્પષ્ટવાણીમાં કહી દીધું છે; જેમ ડુંગર દૂરથી રૂડા લાગે, તેમ સુંદર સ્ત્રી પણ દૂરથી જ સારી, રહેણીકરણી, મોજશોખ, અને તેની ખાસિયતો નિભાવવા કેટલું કષ્ટ ઉઠાવવું પડતું હશે, તે તો તેની નજીક રહેનાર જ જાણે !

એજ પમાણે :—

જે ઘર માંદી નાર, ને રેંગા રડતલ છોકરાં,
(જ્યાં) કજીયાનો નહિ પાર, બાવા એથી બહેતરા !

જે ઘરની સ્ત્રી સદાય માંદી હોય, જે ઘરમાં રોતલ (રડયા કરે તેવાં) બાળકો હોય અને જે ઘરમાં કજીયાં કંકાસનો કદી અંત આવતો નથી, એથી તો બાવાઓ શું ખોટા ?

સંસાર સ્ત્રી, બાળકો અને કજિયાની કશી ઉપાધિ જ નહીં ! મતલબ કે જ્યાં સ્ત્રીની તંદુરસ્તી, બાળકોનો ઉછેર અને ઘરની શાંતિ નથી, ત્યાં સંસારમાં સુખ ક્યાથી આવવાનું છે ?

**બે અવસર**

રણ જીતણ કંકણ રણકંત,
પુત્ર વધાઇનો શ્રાવ;
એ અવસર તો સુખના,
(એમાં) કોણ રંક, કોણ રાવ ?

આ ત્રણ અવસર સુખના છે, કોઈ રણજીતીને આવે તે, કોઈના ઘેર લગ્નનો પ્રસંગ આવે તે અને કોઈને ઘેર પુત્ર જન્મનો અવસર આવે તે અને આ ત્રણ અવસર દુઃખના છે.

ધર્મ જતાં, ધરણી જતાં,
સ્ત્રીયા પડતાં તાવ;
એ અવસર તો દુઃખના,
એમાં કોણ રંક, કોણ રાવ ?'

## રાજસ્થાની દુહાઓ અને ગુજરાતી દુહાઓમાં સામ્ય :

જેવું લોકસાહિત્ય સૌરાષ્ટ્રની ભૂમિમાં સાંપડે છે, એવું જ લોકસાહિત્ય રાજસ્થાનની ભૂમિમાં પણ પથરાએલું પડયુ છે. બલ્કે સૌરાષ્ટ્ર અને રાજસ્થાની સાહિત્યમાં ઘણું ઘણું સામ્ય છે એક દુહો લઈએ :–

જનની જણજે ભક્ત જણ, કાં દાતા, કાં શૂર;
નહીં તો રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

ગુજરાતમાં આ રીતે ગવાતો દુહો રાજસ્થાનમાં આ શબ્દો સાથે ગવાય છે :–

માઈ એહા પૂત જણ, કે દાતા, કાં સૂર;
ના હર રહિજે વાંઝણી, મત ગમાજે નૂર !

રાજસ્થાનની ભૂમિ એટલે શૂરવીરોની ભૂમિ, ત્યાં કવિઓએ અને લોકકવિઓએ પણ જે ગીતો ગાયા છે, જે કાવ્યો રચ્યાં છે, તેમાં ભારોભાર શૌર્યરસ છલકાય છે.

તિખ્ખા તુરંગ ન માણીયાં, ભડ સિર ખગ ન ભગ;
જનમ અકારણ હી ગયો, ગોરી ગળે ન લગ !

આ દુહાનો અર્થ એવો થાય છે કે જેણે તેજસ્વી ઘોડા પરની સવારી કરવાનો આનંદ નથી માણ્યો, સુભટ શત્રુના શિર પર તલવાર નથી ભાંગી, અને ગોરી નારીને ગળે વળગાડી આલિંગન નથી લીધું, સાચું સ્ત્રી સુખ નથી માણ્યું, તેનો જન્મારો વ્યર્થ ગયો છે !

આ જ ભાવાર્થવાળો દુહો રાજસ્થાનમાં આ રીતે ગવાય છે :

તે હિ જમ્મઉ નિગ્ગહૂં ગયહૂ, ભડઉ ન સિર ન ખગ ન ભગ,
તિખ્ખા તુરિયા ન માણિયાં ગોરી ગલે ન લગ્ગ !

રાજસ્થાનના શૂરવીરોને બિરદાવતા દુહાઓ જોઈએ. ત્યાંના લોકો પરાક્રમી, શૂરવીર અને નિડર કેવા કે જેઓની મદોન્મત્ત હાથીને પણ મહાત કરનાર સિંહ સાથે સરખામણી કરતા, કવિ કહે છે :

દિન દિન ભોગે દિસતો, સદા ગરીબો સૂત;
કાકી કુંજર કારતાં, જાણવિયો રજપૂત !

કોઈ દિવસે ગરીબ અને ભોળો દેખાતો રજપુત વખત આવ્યે મદમસ્ત હાથીને પણ પરાજીત કરી જાણે એવો શૂરવીર અને બહાદૂર છે !

આવા રજપૂતની સરખામણી તેના કઠોર, દૃઢ અને રૂક્ષ જીવન સાથે કરતા લોકકવિ કહે છે કે :

> ઘોડા ઘર ઢાલાં પટલ, ભાલાં ભબણાય;
> જે ઠાકુર ભોગે જમીં, ઔર કિસો અપણાય?

ઘોડા એ જેને ઘર સમાન છે. ઢાલ તેના છાપરા સમાન છે અને ભાલા જેના ઘરના થાભલા સમાન છે એવો રજપૂત તેના બાણ જેવો સીધો અને લક્ષવેધી પણ છે !

જંગલની ધરતીને પોતાની પથારી અને પથ્થરોને ઓશિકાં કરીને પોતાની અર્ધી જિંદગી લડવામાં જ કાઢનાર આવા રાજસ્થાનમાં જ રાણા પ્રતાપ જેવા અટંકી શૂરવીરો પાકે છે ને ? આજે પણ રાજપૂત સ્ત્રીને સંબોધીને આ દુહો આમ કહેવાય છે:

> માઇ એડા પૂત જણ. જેડા રાણા પ્રતાપ;
> અકબર સૂતો ઓઝક. પણ સિરાણે સાપ.

હે રાજપૂતની માતા, તું રાણા પ્રતાપ જેવા શૂરવીરને જ જન્મ આપજે, કે જેણે અકબર જેવા રાજવીને પણ પોતે સાપ બનીને નિરાંતે ઉંઘવા ન દીધો !

રાજસ્થાનનું નામ લેતાંજ, ચિતોડ, હલદીઘાટ અને અરવલ્લીના ઐતિહાસિક સ્થળો આંખ સમક્ષ તરવરવા માંડે છે! આજે પણ ત્યાં જઈને ઊભા રહીએ તો તલવારોના જાણે ખણખણાટ સંભળાય છે, ઘોડાના ડાબલાઓ પડતા સંભળાય છે અને શૂરવીરોના હાકોટા અને રૂધિર છલકતી ધરા નજરે પડે છે!

આથી જ ત્યાંના લોકકવિઓએ જે દુહાઓ અને વીરરસનાં ગીતો રચ્યા છે, તેમાં પણ એમની માલોમ, રાજસ્થાનની ધરતીના પુત્રોની શુરવીરતાને બિરદાવી છે.

કેટલાક ગીતો તો જાણે કે કલમની અણીએ નહીં, પણ તલવારની ધારે લખ્યા હોય એવા પરાક્રમ પ્રેરિત અને કાયરને પણ પાનો ચઢાવે તેવા છે !

પુત્તા જાયઉ કવણ ગુણ, અવગુણ કવણ થાયેણ;
જા બાપ કી ભુંહડી. ગમ્પી જઇ અવરણ !

પુત્ર જન્મવાથી શું ફાયદો થાય છે કે પુત્રી જન્મવાથી શું નુકસાન થાય છે ? પણ નુકસાન તો તેથી થાય છે કે જે પુત્રપુત્રી પોતાની જન્મભૂમિનું રક્ષણ કરી શકતા નથી !

શૂર ન જુએ ટીપણાં, શુકન ન જૂએ વીર,
મરણને મંગળ ગણે, સમર ચઢે રણવીર !

સમરનો સાદ સંભળાય ત્યારે જે ટીપણાં જોઈને મુહુર્ત શોધવા નથી બેસતો કે શુકન અપશુકન જોવા થોભતો નથી, એજ ખરો રણવીર છે, મર્દ છે, શુરો છે !

ઈલા ન દણી આપણી, હાલરિયાં, હુલરામ,
પૂત સિખાવે પારણે, મરણ બડલિ માંય.

આપણી જમીનનો એક તસુ જેટલો ટુકડો પણ દુશ્મનના હાથમાં જવા ન દેવો, અને જન્મભૂમિનું રક્ષણ કરતાં કરતાં કદાચ મરણ પણ આવે, તો તેમાં જ પોતાનું સદભાગ્ય સમજવું ! આવા સંસ્કાર બાળકને પોઢાડતા રાજપૂત માતા બાળપણથી જ, પારણામાંથી પાતી હોય છે !

બાળપણથી જ આવા સંસ્કારો લઈ જન્મેલો બાળક યુવાન થતાં જ, તેની પત્ની પાસેથી પણ શૂરવીરતાના અને પરાક્રમના પાઠો આ રીતે શીખે છે.

પાછા ફિર મત ઝાંકજ્યો, પગ મત દીજ્યો ટાર;
કટભલ જાજ્યો ખેતમેં, પર મત આજ્યો હાર !

* * *

**ભાગ મત તું કથડા, તો ભાગ્યે મુજ ખોડ,**
**મોરી મગ સાહેલિયા, તાલી દે મુખ મોડ !**

રણસંગ્રામમાં લડવા જતા પતિને દેખીને પત્ની પોતાની ચુડી (બંગડીઓની) અને માતા પોતાના દૂધની પ્રતિષ્ઠા વધી છે એમ માને છે, અને રણઘેલા રજપૂતને વિદાય આપતા કહે છે કે, 'રણમા લડતા લડતા કપાઈ મરજે, જેમ ખેતરમા ઘાસ કપાય તેમ-પણ પાછી પાની કરીને ડરપોકની જેમ જીવતો પાછો આવતો નહીં ! સ્ત્રી કહે છે, હારીને તું જીવતો પાછો આવીશ તો મારી સાહેલીઓ મારી મશ્કરી કરશે, મારા પર હસશે કે આવા કાયર કથની તુ પત્ની છો !

એકાદ કાયર કથની કામિનીનો એક કટાક્ષ દુહો સાભળવા જેવો છે !

**મણિહારી જારી સખી, અબ ન હુંવલી આવ;**
**પતિ મૂઆ ઘર આવીયા, વિધવાકિસ્યા વણાવ,**

હે સખી ! તુ મારા ઘરે આવતી નહીં કારણ કે હુ છતે પતિએ વિધવા થઈ ગઈ છુ, કારણ મારો પતિ રણક્ષેત્રમાથી જીવતો (ડરીને) પાછો નાસી આવ્યો છે ! ×

(વધુ રાજસ્થાની દુહાઓ, 'લોકભાષાનું બળ' નામના વિભાગમા આપ્યા છે )

**'ખર ઘુવડ ને મુરખ નર, સદા સુખી પ્રાથિરાજ;**
**ચકવો, ચકવી, ચતુર નર, નિત પ્રત રહત ઉદાસ.**

આ રાજસ્થાની દુહો છે; આપણે ત્યા ગુજરાતી ભાષામા પણ આ દુહાના અર્થને જ મળતો દુહો છે,

**' ચાતક, ચકવા, ચતુર નર, પ્રતિદિન ફરે ઉદાસ;**
**ખર, ઘુવડ, ને મુરખ નર, સુખે સૂએ નિજ વાસ !**

જેનો અર્થ છે; ઘુવડ અને મૂર્ખ નર સદા પોતાની મસ્તીમાં સુખી રહે છે; જ્યારે ચાતક પક્ષી, ચક્રવાક યુગલ અને ચતુર નર હંમેશ ઉદાસ બનીને ફરતા જોવા મળે છે, કારણ કે પ્રથમ ત્રણ જણાંને કાંઈ પડી નથી, દુનિયામાં ભલે ગમે તે થાય, જ્યારે પછીના ત્રણ જણાં દરેક બાબતમાં સમજી વિચારીને પછી જ પગલું ભરતા હોય છે!

## લોકબાનીનો સાજન !

સાજન ઐસા કિજીયે, જૈસા કુવાના કોસ
પગ દે પાછા ઠેલિયે, તો ય ન માને રોષ !

સાજન (મિત્ર) કરવા તો એવા કરવા કે જેવા કુવાના કોસ, કે જેને પગેથી પાછા ઠેલીયે તો પણ મનમાં રોષ (ગુસ્સો) ન લાવે! આ અર્થવાળો ગુજરાતી દુહો આગળ આપણે જોઈ ગયા, જેની પ્રથમ પંક્તિ તો લગભગ સરખી છે; પણ બીજી પંક્તિમાંથી જે અર્થ નીકળે છે; તે રાજસ્થાની દુહા કરતાં વધુ સચોટ અને અર્થસૂચક છે :

'સોરઠી સજણાં'ને લગતો એક અતિ સુંદર દુહો યાદ આવી જાય છે :

સાજન ઐસા કિજીયે જૈસો રેશમ રંગ,
શિર, શૂળી, ધડ કાંગરે, તોય ન છૂટે સંગ !

રેશમને બાળી નાખવાથી પણ તેનો રંગ, તેનો (રેશમનો) સાથ છોડતો નથી, તેવા સાજન આપણે શોધીને તેને આપણાં મિત્ર બનાવવા જોઈએ; કદાચ જીવનમાં શિરને શૂળી પર લટકાવવાનો અને ધડને કાંગરે લટકાવવાનો અવસર આવે, ત્યારે ય આપણાં મિત્રો આપણો સાથ ન મૂકે !

'ચૌર પંચાશિકા'માં રાજકુમારીના પ્રેમમાં મસ્ત બનેલો કવિ બિલ્હણ મોતની સજા પામે છે; છતાંય રાજકુમારીના પ્રેમને કે રાજકુમારીને વિસરતો નથી! શુળી પર ચઢતી વખતે, જીવનના છેલ્લા શ્વાસને ટાણે તે બોલી ઊઠે છે; હે રાજન, મૃત્યુને ભેટતી વખતે પણ હું મારી પ્રિયતમા (રાજકુમારીને) ભૂલી શકતો નથી!' 'શિર, શળી, ધડ કાંગરે, તોય ન છૂટે સંગ!' લોક કવિની રસસામગ્રી પાછળ કેવી કેવી સત્ય હકીકત છૂપાઈ હશે!

અને આ રાજસ્થાની દુહો :

તિણકો વહે તો તોડદું, પ્રીત ન તોડી જાય;
પ્રીત લગી છૂટે નહીં, જ્યાં લગ જીવન જાય!

લોક કવિ કહે છે : જો તણખલું હોય, તો તેને તોડીને ઉખેડી નાખું, પણ પ્રીત તોડી શકાતી નથી, કારણ કે એક વાર પ્રીત બંધાઈ જાય, પછી જિંદગીભર તે છૂટતી નથી!

સાજન (મિત્ર) માટે પ્રાણ ત્યજી દેનારા માનવીને લગતો એક બીજો રાજસ્થાની દુહો જુઓ :

**સાજન ઐસા કિજીયે, તામે લક્ષણ બત્રીસ;**
**કામ પડ્યાં વિર મૈ નહીં! શીશ કરે બક્ષીસ!**

એવા સાજન જોડે મૈત્રી કરવી કે જેનામાં બત્રીસ લક્ષણો (સારા) હોય! અને વખત આવ્યે માથું આપતાં ય અચકાય નહીં!

આપણે ત્યાં ગુજરાતી લોકબાનીમાં, 'સાજન'ના બે અર્થ ઘટાવ્યા છે. એક સાજનને મિત્ર તરીકે ગણવામાં આવ્યાં છે, જ્યારે બીજા સ્થળે 'સાજન'ને 'પ્રિયતમ' તરીકે સંબોધીને સ્ત્રી જાણે દુહાઓ ગાતી હોય એવો અર્થ ઘટાવવામાં આવ્યો છે :

**સાજન! સાજન! હું કરું; સાજન જીવ જડી;**
**સાજન ફુલ ગુલાબ, (જેને) નિરખું ઘડી ઘડી!**

અહીં સાજનને (પોતાના પ્રિયતમને) સંબોધી સ્ત્રી કહે છેઃ સાજન (પ્રિતમ) તો મારા જીવનની જડીબુટી છે; મારો પ્રાણ છે; ગુલાબના ગોટા જેવો છે કે જેને જોતાં હું ધરાતી નથી !

પેલા પ્રચલિત લોકગીતમાં :

ગુલાબી ગોટો ઇ તો અમારો પરણ્યો જો,
ફુલડાંની ફોર્યું રે સાહેલી મારી ચૂંદડીમાં !

લોકસાહિત્યની ઉપમાઓ કેવી બંધબેસતી અને સુયોગ્ય હોય છે ! કલમ કિતાબ લઈ લખતો કવિ કે ગરબે ઘૂમતી ગુજરાતણ પણ જે ઉપમાનો સાહજિક ઉપયોગ કરે છે, તેમાંય કેટલું સામ્ય છે ?

સાજન ! સાજન ! હું કરૂં, સાજન જીવ જડી,
સાજન લિખું ચૂડલે, વાંચું ઘડી ઘડી !

સ્ત્રી જેને એક વાર જીવન સમર્પે છે, હૈયું અર્પણ કરે છે; તેનું જ નામ તેના હોઠે હોય છે; સ્ત્રીને એમ થાય છે કે રખે મારા પ્રિતમનું નામ વિસરાય, તેના કરતાં સાજનનું નામ મારે ચૂડલે જ મઢાવી ન રાખું ?

સાજનઘેલી એક સ્ત્રીનો રસિક દુહો યાદ આવી જાય છે;

સજન સપને આવીયાં, ઉરે ભરાવી બાથ;
જાગીને જોઉં તો સજન જાતાં રહ્યાં, પલંગે પછાડું હાથ !

વિરહિણી સ્ત્રીની હાલત તો જૂઓ ! સાજને, વિદાય લીધા પછી સાજન સ્વપ્નામાં પણ આવી આવીને બાથ ભીડતા લાગે છે; સફાળી જાગી જઈને સ્ત્રી પથારીમાં બેઠી થઈ જાય છે અને પલંગે હાથ પછાડે છે,

પલંગે પછાડું હાથ, ને કાંઈ નો ભાળું,
વ્હાલા સાજન સારૂં, ખોબલે આંસુ ઢાળું !

સ્વપ્નામાંથી જાગીને જ્યારે સ્રી માત્ર પથારીને જ નીરખે છે; ત્યારે તેને આંસુ સારીને રડવાનું મન થાય છે; આ ગુજરાતી દુહો; આ ગુજરાતી લોકકવિતા, હવે રાજસ્થાની દુહા સાથે તેને મૂકીએ :

નૈણાં બરસે સેજ પર, આંગણ વરસે મેહ :
હોડા હુડી ઝડ લગી, ઉત સાવણ ઈત નેહ !

શૈય્યા (પથારી) ઉપર નયનમાંથી મેહ (આંસુનો વરસાદ) વરસે છે; અને આંગણા બહાર શ્રાવણનો વરસાદ (મેહ) વરસે છે; જાણે આંગણાનાં અને આંખના વરસાદ વચ્ચે હરીફાઈ લાગી છે !

(આમાના કેટલાક રાજસ્થાની દુહા શ્રી મહાવીરપ્રસાદ દધીચ સોલીસીટર પાસેથી મળ્યા છે.)



## સિધ્ધાર્થ કોલેજમાં

જાણીતા યુવાન લોકગીત ગાયક શ્રી યશવંત વ્યાસના લોકગીતોનો એક કાર્યક્રમ તાજેતરમાં સિધ્ધાર્થ કોલેજના ગુજરાતી સાહિત્ય મંડળના ઉપક્રમે કોલેજના ગુજરાતી મરાઠી યુવાન–વિદ્યાર્થીઓ સમક્ષ રજુ થયો હતો. સૌરાષ્ટ્રના લોકગીતો અને લોકવાણીને સુરીલા કંઠે રજુ કરીને આ પ્રસંગે તેમણે ભારે પ્રશંસા પ્રાપ્ત કરી હતી. સિનેમાના હળવા અને સામાન્ય કક્ષાએ વિસ્તારતા સામાન્ય અભિરૂચીના ગીતોથી આકર્ષાએલા વિદ્યાર્થી વર્ગને, લોકગીતોમાં આટલી ખુમારી અને માર્દવ હોઇ શકે, એનો એમને શ્રી વ્યાસના કંઠેથી ખ્યાલ મળવા પામ્યો.

"જન્મભૂમિ" તા. ૧૪-૯-૬૧.



# લોકસાહિત્ય ની શૌર્યકથાઓ



**વિભાગ બીજો**

## વીર દેદારમલ

**કથા પહેલી :**

અષાઢ શુદ અગિયારશથી પૂર્ણિમા સુધી હિંદુ કુમારિકાઓ મોળાકતનું વ્રત કરે છે અને પૂર્ણિમાની રાત્રે જાગરણ કર્યા પછી સવારથી વ્રતની પૂર્ણાહુતિ થાય છે.

કુમારિકાઓના આ વ્રતમાં 'દેદા' કૂટવાનો 'રિવાજ' ચાલ્યો આવ્યો છે. આ રિવાજ શી રીતે ચાલુ થયો હશે ? તેની પાછળ શું સત્ય છુપાયું હશે ? કુમારિકાઓને 'દેદા' કૂટવાથી શું મળી જતું હશે ? વગેરે વિચારો મારા મગજમાં ઘણા વખતથી ઘોળાયા કરતા હતા. આ તહેવાર વિષેનાં લોકગીતો હું જોઈ ગયો છું પણ કોઈ લોકગીતમાં 'દેદા' કૂટવા પાછળનું સાચું કારણ જાણવા મળ્યું નથી.

હમણાં જ એક ગીત વાંચવા મળ્યું. ઝૂલણા છંદમાં લખેલું એ આખું ગીત મનન પૂર્વક વાંચી ગયો, બે વાર, ત્રણ વાર, ચાર વાર અને મોળાકતના વ્રતમાં કુમારિકાઓ 'દેદા' શા સારૂ કૂટે છે, તેનો એક સત્ય ઘટનાત્મક પ્રસંગ આ ગીતમાંથી જાણવા મળ્યો. વળી કારણ પણ એટલું સબળ છે કે તે માન્યા વિના છૂટકો નથી અને ગીતની છેલ્લી પંક્તિઓમાં તો તેનો પુરાવો આજે પણ કાઠિયાવાડના લાઠી ગામમાં

મોજુદ છે, એમ કવિએ ચોક્કસપણે કહ્યું છે. આ ગીતની પ્રથમ પંક્તિઓ આ પ્રમાણે છે :- (છંદ : ઝુલણાં)

એક વખતે ચઢી આવિયો બાદશાહ
દેશ પર લાવલશ્કરની સાથે,
ત્રાસ વરતાવતો, ધાક બેસાડતો,
ઊતર્યો લોમ સૌરાષ્ટ્ર માથે !
ફોજને ભાળતાં કાળજાં કંપતાં
થરથરે કઈક મરદો મૂછાળા
જબર જમદુત શા યવન જ્યાં ઉમટે,
ગડહડે નૌબતું ને નગારા !"

કાઠિયાવાડમાં આવેલા લાઠી ગામ પાસે એક વખતે આર્ય કુમારિકાઓ એકઠી મળીને રાસ ગરબા રમતી હતી, અષાઢ માસની પૂર્ણિમાની રાત્રી હતી, મધુર કંઠે ગવાતા રાસ અને ગરબા સંભળાતા હતા, સામસામી તાળી દેતા સુંદર સુકોમળ હાથની હીરા જડિત ચુડલીઓની ઘુઘરીઓ રણુઝણી રહી હતી એ વખતે કોણ જાણે કયાંથી એક બાદશાહ ત્યાંથી પસાર થતો હતો, તેણે આ દૃશ્ય જોયું, કુમારિકાઓની કંકુવર્ણી કાયા જોઈ, ચાંદની રાત્રે તેમના યૌવન પર અને રૂપ પર તેની નજર ઠરી અને તેણે પોતાના સરદારને હુકમ કર્યો :

આર્ય કુમારિકા ઝટ સ્વાધિન કરો,
કડક ફેરમાન સુલ્તાન છોડે.

ગરબે રમતી તમામ કુમારિકાઓને કોટમાં પુરી દેવામાં આવી. સરદારને તેની દેખરેખ અને ચોકી કરવાનું સોંપી બાદશાહ તેની ફોજ સાથે આગળ વધ્યો. કોટમાં કેદ થએલી કુમારિકાઓએ કાળો કકળાટ મચાવી મૂકયો. તેમનું આ કરુણ આક્રંદ અને હૈયાફાટ રૂદન સાંભળીને

એક યુવાન, જેના અંગે હજી લગનની પીઠી ચોળાએલી હતી, જેના હાથે હજી મિંઢોળ બંધાયો હતો, જેના હૈયામાં હજી લગ્નજીવનનો આનંદ માણવાના અરમાનો ઉછળતા હતા, તેણે આ કુમારિકાઓની મદદ મારેની બૂમો સાંભળી. તેનું યુવાન લોહી ઉકળી ઉઠ્યું.

હાથ મીંઢોળ ને અંગ પીઠી ભર્યું,
'લગન'નો હરખ હૈયે ભરેલો,
વીર દેદારમલ, દેવના દૂત સમો,
એ સ્થળે આજ આવી ચઢેલો,
આર્યબાળાતણું કથન કાને ધર્યું,
પ્રજવળી વીરતા અંગઅંગે,
અશ્વ અસ્વાર રણધીર દેદામલ,
તેગ તાણી ચડયો વીર જંગે.

એ યુવાનનું નામ હતું, દેદારમલ. તેણે તેની તલવાર મ્યાનમાંથી બહાર ખેંચી અને કિલ્લાના દરવાજે ચોકી કરતા સરદાર સાથે તે જંગે ચઢયો. સરદારને અને ઘણાં સૈનિકોને મારીને દેદામલ પોતે પણ મરાયો, પણ અંતે તેણે કુમારિકાઓને મુક્તિ અપાવી. લોકકવિ આ પ્રસંગને વર્ણવતા ગાય છે.

ઝાટકાં ઝીંકતાં, યવન ઢાળ્યા ઘણાં,
દુષ્ટ અહરાણને દંડ દીધો,
આર્ય બાળા તણી મુક્તિ આપ્યા પછી,
પલકમાં સ્વર્ગનો પંથ લીધો !

આર્યકુમારિકાઓને મોળાકતના વ્રતનું રાતનું જાગરણ હતું. તેમને મુક્તિ મળતાં જ તેમણે બાકીની રાત રાસગરબા ગાવાને બદલે, પોતાને યવનોના પંજામાંથી છોડાવનાર રજપુત યુવાન વીર દેદારમલના 'છાજિયા' લઇને (દેદા કૂટીને) પસાર કરી. 'છાજિયા' એટલા માટે કે એ યુવાનના

'લગ્ન'ના કોડ અધૂરા રહી ગયા ! મીંઢીળમધો અને પીઠી ચોળેલ એ યુવાન લગ્નને માંડવે જવાને બદલે મોતને માંડવે જઈ પહોંચ્યો ! આ પ્રસંગને પણ આ ગીતની છેલ્લી પંક્તિઓ સુંદર રીતે રજુ કરે છે.

આયં કુમારિકા ગીત ગાતી પછી,
નામ દેદારમલ વીર જાણી,
ગામ લાઠી તણા ચોકમાં છે ખડી,
યાદગીરી વદે · લોકવાણી !
ધન્ય હો ધન્ય રણવીર દેદારમલ,
વિણ સ્વાર્થે ભલું કામ કીધું,
એક પળ વારમાં ઇન્દ્ર દરબારમાં,
· ઉચ્ચ કોટી તણું સ્થાન લીધું !

✓ આ ગીતના લેખક છે, ગોંડલ નિવાસી અંધકવિ શ્રી. મનુભઈ કુંવરજી ચુડાસમા.

કહેવાનું તાત્પર્ય એટલું જ કે, આપણા વાર તહેવારોમાં કે વ્રતના રીત રિવાજોમાં કુરબાનીના આવા કેટલાય સત્ય કિસ્સાઓ છુપાયા હશે, કુંવારિકાઓના મોળાકતના વ્રત કદાચ, વખત જતાં ભુલાઈ જશે, પણ આ વ્રતકથા પાછળ એક રજપુત યુવાન વીરની કુરબાનીની કથા છે, તે ભૂલવા સરખી છે ખરી ?

કથા બીજી :

## જેલમાં લગ્ન ! ★

**વટનો કટકો :**
**કેશવજી વ્યાસ :**

પાલીતાણાથી અઢારેક માઈલ છેટે ગારિયાધાર નામે ગામ આવેલું છે. આ ગામને પાદર ભીડભંજનનું એક દેરું છે. આ દેરામાં બે ઘોડેસ્વારોના પાળિયાઓ ઊભા છે. કોણ છે, આ બે ઘોડેસ્વારો ? એમાંનો એક ઘોડેસ્વાર બ્રાહ્મણ કેશવજી વ્યાસ છે અને બીજો છે તેનો જોડીદાર.

આ કેશવજી વ્યાસ વિષે ઘણી ઘણી લોકકથાઓ પ્રચલિત છે. કહેવાય છે કે કેશવજી વ્યાસે પાલીતાણાના ઠાકોર માટે ઘણા ધીંગાણાંઓ ખેલેલા. પાલીતાણા રાજ્યની પડખે રહીને પોતે લડેલા. તેમના જીવનની એક રોમાંચક ઘટના જાણવા જેવી છે.

લગભગ દોઢસો વર્ષો પહેલાંની વાત છે.

કાળી ડિબાંગ, હબસીના મોં જેવી રાત્રી છે; મોરલાના ટેકારવ કે તમરાના સંગીત વિના બધું શાંત છે. એવે વખતે મધરાતે એક કોળીની ડેલી પર ટકોરા પડે છે. ડેલીનું બારણું ઉઘડે છે. બારણું ઉઘડતાંજ કોળી આવનાર સ્ત્રીને ઓળખી જાય છે. એ છે તેની પ્રિયતમા, એજ ગામની એક જુવાન સોનારણ જેને તે ખૂબ ચાહે છે.

સોનારણના ઈશારે ઈશારે આગળ સોનારણ બાઈ અને પાછળ પેલો કોળી ગામની બહાર ચાલ્યા જાય છે. થોડે જઈ સોનારણ અટકે છે. પ્રેમ ઘેલો કોળી સોનારણને ભેટવા આગળ વધે છે ત્યાં જ



**શ્રી. મણીશંકર કલ્યાણજી વ્યાસ.**

જેમની પાસેથી આ વિભાગની વાર્તા 'જેલમાં લગ્ન'નો કિસ્સો જાણવા મળ્યો. તેમના વડના શ્રી કેશવજી વ્યાસ પાલિતાણા સ્ટેટ માટે જીવના જોખમે લડાઈઓ લડેલા; તેના બદલામાં સ્ટેટે તેમને જમીન ભેટ આપેલી તેનું લખાણ અને વંશવેલો બતાવતી તસ્વીર આજે પણ તેમની પાસે મોજૂદ છે.

સોનારણની કેડેથી કટારી નીકળીને કોળીની છાતીમાં પરોવાઈ જાય છે! કાળી ચીસ નાખીને કોળી જમીન પર ઢળી પડે છે.

બીજે દિવસે કોળીના ખૂનના સમાચાર ગામમાં અને પરગામમાં વાયુવેગે પ્રસરી જાય છે. કોળીના ખૂનનો આરોપ કોળીના વેરી કેશવજી વ્યાસ પર આવે છે. સૌને જાણ થાય છે કે કેશવજી વ્યાસે જ કોળીની પ્રિયતમા સોનારણનો વેશ લઈને કોળીનું ખૂન કર્યું છે!

સનસનાટી ફેલાઈ જાય છે. કોણ કેશવજી વ્યાસને પકડવાની હિમ્મત કરે ?

પાલીતાણાના ઠાકોર કેશવજીને પાલીતાણા બોલાવે છે, તેમની સામે કામ ચાલે છે. કેશવજી ગુનો કબૂલ કરે છે. તેમને કોળીના ખૂન માટે સજા થાય છે, જેલમાં જવું પડે છે.

પાલીતાણાના ઠાકોર કેશવજી વ્યાસનું જેલમાં પણ સારું માન જાળવે છે. તેમને જોઈતી તમામ સગવડો અપાય છે કારણ કે કેશવજી વ્યાસ, જ્યારે જ્યારે પાલીતાણા પર આફત આવતી ત્યારે એક બહાદુર સૈનિકની અદાથી પાલીતાના ઠાકોરની પડખે રહી લડતા.

પણ કેશવજી વ્યાસ હજી કુંવારા હતા. તેમનું વેવિશાળ થયું હતું. લગ્ન થવાનું બાકી હતું. તેમનું વેવિશાળ મહુવાથી ત્રણેક ગાઉ દૂર આવેલાં ભાદરોળ ગામના લક્ષ્મીરામ ભટ્ટની કન્યા જોડે થયેલું.

કેશવજી વ્યાસના ગુનાની અને તેમને થયેલી સજાની વાત તેમના સાસરાના કાને પણ પડી. નાતમાં વાત ચર્ચાઈ. લક્ષ્મીરામ ભટ્ટે પોતાની દીકરીનું વેવિશાળ આવા ખૂની અને ગુનેગાર યુવક સાથે ફોક કરવાનું જાહેર કર્યું.

આ તે જમાઈ કે જમ ?

આ સમાચાર ઉડતા ઉડતા પલીતાણાની જેલમાં કેશવજી વ્યાસને

મળ્યા અને એમનો પિત્તો ઉછળ્યો. એમના ગુસ્સાનો પાર ન રહ્યો. એમનું જુવાન લોહી ઉકળી ઉઠ્યું.

એક સાંજે તેમણે જેલરને પાસે બોલાવી કહ્યું: 'મને આજે રાત્રે એક સાંઢણી અને એક ભાલો જોઈએ.' જેલર આ હુકમથી થથરી ગયો. 'બાપ ! મારી નોકરી જશે હોં.'

કેશવજી કહે: 'તે જવાબદારી મારી, તારો વાળ પણ વાંકો ન થાય. પછી કાંઈ છે ? અને સવાર પડેલાં હું પાછો જેલમાં આવી જઈશ. એક રાતનોજ સવાલ છે' જેલર કેશવજીનો ગુસ્સો જાણતો હતો, કેશવજીની બહાદૂરી પણ જાણતો હતો અને કેશવજીના વચનનું મૂલ્ય પણ જાણતો હતો.

રાત પડી, એટલે જેલને દરવાજે એક સાંઢણી ઉભેલી જોઈ. કેશવજી વ્યાસ સમજી ગયા કે તૈયારી પૂરતી થઈ ગઈ છે. પુર્નવેગી સાંઢણી પર સ્વાર થઈને કેશવજી ઉપડયા. એક પછી એક ગામ વટાવતા ભાદરોળની સીમે આવ્યા. પોતાના સસરાની ડેલીએ આવીને, ભાલો તાંક્યો. ડેલીનાં બારણાં હચમચી ઉઠયા.

**અંદરથી લક્ષ્મીરામ ભટ્ટે ડોકું કાઢ્યું. જમાઇને ઓળખ્યા. ડરતાં ડરતાં આવકાર દીધો. પણ કેશવજી કહે: અત્યારે વાત કરવાનોય વખત નથી. 'જાસો' થઇને આવ્યો છું ! આજથી દસ દિવસની અંદર તમારી દીકરીને લઇને જેલમાં પરણાવી જજો. નહિ તો માથું ધડ પર નહિ રહે !'**

કાળવાણી ઉચ્ચારીને કેશવજી વ્યાસ અંધારામાં આગળી ગયા. સન્નાટો ફેલાઇ ગયો.

અંધારૂં અદ્રશ્ય થાય તે પહેલાં સાંઢણી તેના અસ્વાર સાથે પાલીતાણા જેલમાં પહોંચી ગઇ.

પાલીતાણાના ઠાકોર શ્રી. સુરસિંહજી દરબાર ભરીને બેઠા છે. ત્યાં એક ગરીબ બ્રાહ્મણ નમ્રતાથી હાથ જોડીને અરજ કરે છે; 'મહારાજ !

મારી એક વિનંતી છે આપની જેલમા જે કેશવજી વ્યાસ કેદી તરીકે છે તે મારા જમાઇ થાય મારી દીકરીનુ વેવિશાળ તેમની સાથે નક્કી થયુ છે મારે મારી દીકરીને હવે પરણાવવી જ જોઇએ'

'તે તમારી શી ઇચ્છા છે? તમે તમારી દીકરીને જેલમા લાવી પરણાવશો?' ઠાકોર સાહેબે પૂછ્યુ

'હા, સાહેબ! કેશવજી વ્યાસની પણ કાંઇક એવી જ ઇચ્છા છે' આખો દરબાર આશ્ચર્યચકિત થઈ ગયો શુ જેલમા લગ્ન થશે?

લગ્નની તિથિ નક્કી થઈ ગઈ જેલમા કેશવજી વ્યાસને ખબર અપાઈ ગયા લગ્નને દિવસે બપોરે કન્યાના બાપ દીકરીનો કરિયાવર લઈને જેલમા સામે આવ્યા

અને જેલને માડવે કેશવજી વ્યાસના લગ્ન ઠાકોર સાહેબે વાજતે ગાજતે કરાવ્યા લગ્ન ઉકલી ગયા પછી ઠાકોર સાહેબ દીકરીના બાપને કહે 'જાવ છો ક્યા? તમારી કન્યાને હમણા તો સાથે લઈ જાવ કેશવજી છૂટશે ત્યારે તમને જાણ કરવામા આવશે.'

'હોય બાપ! હવે તો દીકરી તેના સાસરે જ શોભે ને? હવે તો એ જાણે ને એનો સસાર ચલાવનારો જાણે!'

પછી તો કેશવજી વ્યાસને જ્યા સુધી જેલમા રાખ્યા ત્યા સુધી તેમની ૫ ણેતરની દેખભાળની જવાબદારી પાલીતાણાના ઠાકોરે ઉપાડી'

આમ પાલીતાણાના ઇતિહાસમા જેલમા લગ્નનો એક પ્રસગ સુવર્ણ અક્ષરે અકિત થઈ ગયો'

દોઢસો વર્ષો આ વાતને થઈ ગયા કેશવજી વ્યાસ પાલીતાણા રાજ્ય માટે લડતા લડતા મરાયા પાલીતાણાના ઠાકોરે તેમના વારસદારોને જમીન આપેલી આજે પણ એ જમીન તેમના વારસદારો ભોગવે છે

ગારિયાધારના આ શરવીરનો કિસ્સો સ્વ કેશવજી વ્યાસના વારસદાર શ્રી. મણિશકર કલ્યાણજી વ્યાસ પાસેથી જાણવા મળ્યો છે

## કથા ત્રીજી :



## બાર બહાદૂરો : આંબરડીની ખાંભીઓ :

સૌરાષ્ટ્રના કંઈ કેટલાય ગામડાઓને પાદરે ઊભેલા આવા પથ્થરોના નિર્જીવ પાળિયાઓ પાછળ ભૂતકાળની રોમાંચક શૌર્યકથાઓ છૂપાઈ છે.



(આંબરડી ગામને ટીંબે ઉભેલી બાર બહાદૂર બાળકોની ખાંભીઓ !)

આવા પાળિયાઓ એમની પાછળ ઊભા થયા છે કે જેઓ પોતાના વતન ખાતર, પોતાના ગામ ખાતર, પોતાની ટેક ખાતર કે પોતાની બહાદૂરી ખાતર જાન કુરબાન કરતાં ડર્યા નથી; પરાક્રમનું પ્રદર્શન કરતાં મોતને ભેટયા છે; અને કયારેક તો માત્ર પોતાના વટ ખાતર રણે ચઢીને મરણને શરણ થયા છે!

સોરઠમાં આંબરડી નામે એક ગામ છે. આ ગામને પાદર એક ટીંબો છે; ટીંબો એટલે નાની સરખી ટેકરી. એ ટીંબા પર એક ઓટલો છે; એ ઓટલા પર એક બે નહીં, ચાર–પાંચ નહીં, સાત–આઠ નહીં, બાર પાળિઆઓ એક સરખા ઊભા છે! આ બારે પાળિયાઓ જુવાનજોધ છોકરાઓના હોવ એવું લાગે છે!

કોણ હતા આ બાર જણા?<br>
શા માટે તેઓ શહીદ થયા?<br>
શા માટે તેમના પાળિયા બંધાયા?

આવો, આ બાર બાર પાળિયાઓ પાછળને ભૂતકાળ ઉખેળીએ. આવો, આ બાર બાર પાળિયાઓની નીચે દટાયેલી એમની મર્દાનગીની કથા તપાસીએ.

એ બારે જુવાનીઆઓની એક ટાળી હતી. આમરડી ગામના આ બારે જુવાનીઆઓએ સાથે જીવવાના અને સાથે મરવાના કોલ લીધા હતા એમના સરદારનું નામ વિઠ્ઠળ. આ બારે જણાની દોસ્તી કેવી ? એકની હાક પડે ત્યા બીજા અગિયાર મોતને મૂઠીમાં લઈને હાજર થઈ જાય !

આ બારે જુવાનોની દોસ્તીની વાતો ગામેગામ થાય. ખરી દોસ્તી માટે તેમના દાખલાઓ અપાય ! એમની આવી ભાઈબંધીની વાત જાણી એમા એક બાવો પણ ભળ્યો. આ બાવાનું નામ કેશવગર બાવો ! સાત ગામનો ધણી કેશવગર બાવો, સાવ અલગારી, કોઈનુ સાંભળે ય નહીં ને કોઈ ને મચક પણ આપે નહીં.

આ કેશવગર બાવાની અને આ બાર ભાઈબંધોની દોસ્તીની વાતની અમદાવાદના સુલ્તાનને જાણ થઈ.

સુલતાને આ બારે જણને અમદાવાદ તેડાવ્યા: પણ સુલતાન હોય તો અમદાવાદનો, એમા સોરઠના આમરડીને શું લાગે કે વળગે ? બારે જણાના સરદાર વિઠ્ઠળે સુલતાનના હુકમનો અનાદર કર્યો.

પણ પછી તો સુલતાન વિફર્યો, એનો મિજાજ ગયો મોટું લશ્કર લઈ એ તો સોરઠમા આમરડી ગામે આ બાર જણાની ભાઈબંધીની પરીક્ષા લેવા ચઢી આવ્યો

આમરડી ગામને પાદર અમદાવાદના સુલ્તાને પડાવ નાખ્યો; દોમ દોમ સાહ્યબીમાં મહાલતા સુલતાનના રૂઆબની તો વાત જ શી ? સુલતાન મુછો પર વળ દેતો ગાદી પર બેઠો છે, પંખાઓ નખાઈ રહ્યા છે, સલામો ઝીલાઈ રહી છે, દેશપરદેશની વાતો થઈ રહી છે. ત્યા સુલતાને હુકમ કર્યો, 'હાજર કરો, એ બદતમીઝોના સરદારને–'

અને બાર મિત્રોનો સરદાર, વિઠ્ઠળ. મેલા–ઘેલા કપડા પહેરેલા, ચહેરા પર બેફિકરાઈની છાયા, કપાળ પર ઝૂલતા વાંકડિયા ઝૂલ્ફા અને

સુલતાન સામે જવાનો જરાય ડર નહીં !

જરાય ફિકર કે સાવચેતી વિના એ સુલતાનના તંબુમાં દમામથી દાખલ થયો. સુલતાને હુકમ કર્યો.

'સલામ ભર !'

વિઠ્ઠળે પોતાની તલવાર આડી ધરી. સુલતાન વિફર્યો: 'વિઠ્ઠળ સલામ કેમ ભરતો નથી ?'

'બાદશાહ ! સલામ તો ખુદાને હોય, તમને શેની ?'



વિઠ્ઠળ બોલ્યો : 'બાદશાહ ! સલામ તો ખુદાને હોય ! તમને શેની ?')

પીંજરે પુરાયેલો સિંહ પોતાના શિકાર બકરાને જોઈને વિફરે, ગર્જે અને ઊંચોનીચો થાય એમ બાદશાહ ચીડાયો, બરાડીને બોલ્યો,

'વિઠ્ઠળ ! તારું મોત તને બોલાવે છે'

'તો હું તલવારથી તેનો સામનો કરીશ !'

આંબરડીના મહાજને વિઠ્ઠળને બાદશાહની અદબ જાળવવા ઘણો સમજાવ્યો પણ એ તો એનાજ તોરમા મુસ્તાક! મચક આપે તે બીજા!

સુલતાને કરડાકીથી કહ્યું, 'છોકરા! તારા જેવા નાદાન પર મારા જેવા સુલતાનને હાથ ઉપાડતા પણ શરમ આવે છે. નહીં તો એકજ ઝટકે તને.'

વિઠ્ઠળ બોલ્યો, 'બાદશાહ હું એકલો નથી, અમે બાર જણાં છીએ! સાથે જીવવામરવાના કુહાર કરીને દોસ્તીના કાંડા બાંધ્યા છે !'

'એમ છે? કયાં છે, બીજા અગિયાર જણાં? હાજર કરો એમને'

સુલતાનનો હુકમ થયો.

બીજા અગિયાર જણાં હાજર થયા. વિઠ્ઠળ જેવા જ અલગારી, વિઠ્ઠળ જેવા જ બહાદૂર, વિઠ્ઠળ જેવા જ નીડર જાણે એક જ બીબામાંથી તૈયાર કર્યા ન હોય તેવા એક સરખા–રૂપે-રંગે-શરીરે!

'એલા બારે જણાં એક સાથે મરવાનું પસંદ કરશો કે એક પછી એક ?'

સુલતાન આ બારે જવાંમર્દોની નીડરતાને મનમાં મનમાં વંદન કરી રહ્યો, આંખો ફાડીને એમને જોઈ રહ્યો.

'તમે કહો તેમ!' ટૂંકો ને ટચ જવાબ બારે ભાઈબંધોના સરદાર વિઠ્ઠળ તરફથી મળ્યો.

'ઠીક છે!' સુલતાને કહ્યું, 'તંબુની બહાર આવો.'

આ બારે જણાંની તાકાતનો સામનો કરવા માટે સુલતાને પોતાના લશ્કરમાંથી બાર મહાબલી યોદ્ધાઓ પસંદ કર્યા; અને તેમને આ બારે મિત્રો સાથે તલવાર અને ઢાલથી લડવા માટે ઊભા કર્યાં.

આંબરડી અને આજુબાજુના ગામલોકો એકઠા થઈ ગયા, અને સુલતાનના લશ્કર સામે બાથ ભીડવા તૈયાર થએલા આ બાર બહાદૂરોને જોઈ રહ્યા. કેટલાંક તો એમને સમજાવવાના છેલ્લી ઘડીના પ્રયત્નો કરવા લાગ્યા.

સુલતાનના બાર યોદ્ધાઓ સામે લડવા માટે બાર ભાઈબંધોનો સરદાર

વિહળ પહેલો સામે થયો. મેદાનમાં આવીને એણે તલવારની અણીએ જમીનની ધૂળમાં એક ગોળ કુંડાળું કર્યું અને પછી બારે ભાઈબંધોએ નક્કી કર્યું કે, મરતાં પહેલાં; પોતાના ઘવાયેલા અંગોએ આ કુંડાળામાં આવીને પછી પોતાનો પ્રાણ છોડવો! સુલતાનના બાર યોદ્ધાઓ સામે બાર જુવાનજોધ નવલોહિયા ભાઈબંધો, જેમને હજી મૂછનો દોરો પણ ફૂટ્યો નથી, એવા નવજુવાનો મેદાને જંગ ખેલવા તૈયાર થઈ ગયા! તલવારોની તાળી પડી! સામસામી ઝીંકાઝીંક ચાલી. કોઈના હાથ કપાયા,



(તલવારોની તાળી પડી. સામસામી ઝીંકાઝીંક ચાલી. કોઈના હાથ કપાયા. કોઈની છાતી વિંધાઈ. પણ બારમાંથી એકેય નીચે પડતો નથી)
(બ્લોક : 'રમકડું'ના સૌજન્યથી)

કોઈની છાતી વિંધાઈ, પણ બારમાથી એકે પડતો નથી તનનારમાઝમા એક્કા એવા વિહળ અને એના મિત્રોને લડતા જોઇ સુનતાન અને તેના સરદારો મોમા આગળા નાખી ગયા

સુલતાનના સૈનિકો ઘાસની જેમ કપાના લાગ્યા સુનતાને જોયુ કે એક મરણિયો સોને ભારે પડે છે! એની મતિ મગડી' એણે પોતાના બાકીના સૈનિકોને તીરકામઠા વાપરવા અને ગનોનના પથરા છોડવા ખાનગી ઈશારો કર્યો સુનનાનના ઈશારાનો અમલ થયો એક તરફથી તનવારના ઘા અને બીજી તરફથી આવતા ગનોલના પથ્થરોએ બારે જુવાનોના અગો વીંધવા માડ્યા વિંધાએના અગોથી જેમના શરીર ચાળણી જેવા થઈ ગયા છે એવા એ બારે જુવાનો લડતા લડતા બેહોશ બનવા માડ્યા, પણ પડતા પહેલા આ બારે જુવાનો પોતાના વચન પ્રમાણે એક જ કુડાળામા આવ્યા, અને પછી જ મરણને શરણ થયા! એક સાથે જ શ્વાસ છોડીને મોતને ભેટતા આ બારેય વીર જુવાનોની બહાદુરી, ટેક અને જવામર્દીને સુલતાન ફાટી આખે જોઈ રહ્યો'

આ બારે જુવાનોની પછી તો એ જ કુડાળામા ચિતા ખડકાઈ, એક જ ચિતામા બાર બાર જુવાનોના મૃતદેહો ખડકાયા! સાથે જ જીવવાના અને સાથે જ મરવાના કોલ દઈ બેઠેલા આ બાર બાર જુવાનોની શહીદીનો અને બહાદુરીનો જોટો ઈતિહાસમા બીજે ક્યાય હજી સુધી તો જડયો નથી!

આ બાર બહાદુર જુવાનોના પાળિયાઓ જે આજેય સોરઠના આબરડી ગામે ઊભા છે એની પાછળ આવી શૌર્યકથા છુપાઈ છે, એવી લોકવાયકા છે આ બાર બાર પાળિયાઓની આવી કથા સાભળના પછી બોલી જવાય છે

'આ કોઈ કોમનો, કે કોઈ જ્ઞાતિનો ગુણ હતો એવુ નથી, આ તો એ ધરતીના જ પ્રતાપ–આ તો એ ધરતીનો જ ગુણ હતો!'

મર્દાનગીની આવી અનેક કથાઓ જેના જીગરમાં ધબકે છે, એવી સોરઠની ધરતીને આવું ગૌરવ લેવાનો અધિકાર કેમ ન હોય?

પાળિયા છલકે રૂધિરના, દિશા ચીંધે એ'શ્રાણ-
રાતી ચોળ ધરાઊંએ, થઈતી લોહી લોહાણ!

## કથા ૪થી ☆ ૧૧ વર્ષના કિશોરની ખાંભી!....

ત્રાજપનો બાળવીર જીવુ

ભાવનગર રાજ્યમાં ત્રાજપ નામે ગામને પાદરે નાનું એવું તળાવ છે. એ તળાવને કાંઠે નાની એવી એક ખાંભી ખોડાઈ છે. બહુ ઝીણવટથી જોતાં લાગે છે કે આ ખાંભી કોઈ જુવાનજોધ યોદ્ધાની કે પ્રૌઢ ઉમ્મરના લડવૈયાની નથી. પણ બારેક વર્ષના બાળકની છે. લોકકથા એમ કહે છે કે આ બાળકનું નામ જીવું હતું.

આ ખાંભીની દંતકથા આપણને આજથી ૬૦૦ વર્ષ પહેલાના ત્રાજ ગામના એક બાળવીરની શૂરવીરતાની યાદ અપાવે છે. આજે ત્રાજપ નામથી ઓળખાતું ગામ, ત્યારે તારાપોર નામથી ઓળખાતું.

એ ગામ પર એક દિવસે લૂંટારૂઓ ત્રાટકે છે. ગામમાં હાહાકાર મચી જાય છે કાયરો ગામ છોડીને નાસવા માંડે છે. ડરપોકો લૂંટારૂઓને શરણે જઈને પોતાની માલમિલ્કતો ધરી દે છે, પણ જીવુ નામનો એક છોકરો આ લૂંટારૂઓ સામે થવાની હિંમત દાખવે છે. ત્યારે તેની ઉંમર માત્ર ૧૧ વર્ષની જ હતી, એમ કહેવાય છે. નાનકડો જીવુ લુટારૂઓની વાત સાંભળીને ઘરને ખૂણે છુપાતો નથી. પોતાની મા પાસે જઈને કહે છેઃ

દુશ્મન આવ્યા દ્વાર, માત હું ઘર કેમ બેસું?
ધરતી આ રોળાય, આજ હું સુખે શું લેટું?

'મા! દુશ્મનો આપણાં ગામના પાદરે આવી ઊભા છે, આપણી ધરતીમાને રોળી નાખવા અધીરા બન્યા છે! મને જલદી હથિયાર આપ,

હું તૈયાર થઈને લડવા જાઉં !'

> બાંધો ઝટ હથિયાર, દીકરા રીત રૂડેરી
> લ્યો ભાલા તલવાર ! રાંગમાં રોઝી ઘોડી !

મા પણ કેવી ? બાળકની નાદાન ઉંમર જોઈને દીકરાને ઘરમા રહેવાની કે લૂંટારૂઓ સામે લડવા ન જવાની બીક ગતાવતી નથી, એ તો દીકરાની વાત સાંભળતાં જ, 'ઝટ બાધો હથિયાર અને માણકી ઘોડી પર થાવ સવાર !' એવી વાત કરી પુત્રની શુરવીરતાને ઉત્તેજે છે, અને તૈયાર કરે છે :

> તાણે કેસર આડ, બાળને ભાલો આપે;
> જાવ બેટા આજ, ધરતી માત બોલાવે !

૧૧ વર્ષના દીકરાને યુદ્ધમાં જવા માટે માતા તૈયાર કરે છે. કપાળે કેસરનું તિલક કરે છે. બન્ને હાથે ટચાકિયા ફોડીને દૂખણા લે છે, અને કહે છે, 'બેટા, ધરતી માનો સાદ પડયો છે, તારાથી કેમ ઘરે બેઞી રહેવાય ?'

જન્મભૂમિની રક્ષા કાજે હથિયાર બાધીને દુશ્મનો સામે લડવા જવા તૈયાર થયેલ પોતાના ૧૧ વર્ષના બાળકને મા વિદાય આપતાં કહે છે કે 'દીકરા ! દુશ્મન સામે લડવામાં પાછી પાની નહિ કરતો, મરતા સુધી લડજે કારણ કે મરણ વારે વારે આવતું નથી, એક જ વાર આવે છે.'
બાળવીર જીવુ, માતા પાસેથી વિદાય લે છે, ત્યા તો ગામને પાદરે હાહાકાર મચી જાય છે, લૂંટારૂઓના દળકટક ત્રાટકે છે, અષાઢી મેઘના વાદળ ધરતી પર વરસે એમ ત્રાજપ (તારાપુર) ગામ પર તુટી પડે છે, ગામના જુવાન યોદ્ધાઓ આ લુંટારૂઓનો સામનો કરે છે. ત્યાં જ દુશ્મનોના દળ કટક પર ૧૧ વર્ષનો બાળક જીવુ પણ ત્રાટકે છે.

> ત્યાં તો જીવુ આવિયો, દળ કટક મોઝાર;
> વીઝે તેમને એકલો, વરસે મૂશળધાર !

મોટા મોટા ખડતલ ડાકૂઓ, લુંટારૂઓ અને ધાડપાડુઓ ૧૧ વર્ષના

બાળવીર જીવુની લડવાની અને મામોમ માટે મરી ખૂટવાની તમન્ના જોઈ રહ્યા !

વાઢયાં દુશ્મન દાવ, ખેલિયો એકલ હાથે;
ઝીલ્યાં અપાર ઘાવ, નિજ તનની માથે !

દુશ્મનોના દાવ ઉંધા કરી નાખીને રણક્ષેત્રે કોઈ મહાન યોધ્ધાની અદાથી જીવુ ઘુમી રહો, તલવારના ઘા ઢાલ પર ઝીલતો જાય અને સામે ઘા કરતો જાય ! પણ લુંટારૂઓ કાંઈ જીવુની મર્દાનગી માપવા નહાતા આવ્યા. તેમણે પણ જીવુને ઝબ્બે કરવામાં પાછી પાની ન કરી. ૧૧ વર્ષના બાળકની શૂરવીરતાને મનમાં મનમાં વખાણુતા લૂંટારૂઓએ જીવુનો પ્રાણુ હર્યો, અને મનમાં વિચારતા ગયા કે જે ગામનો બાળક આટલો શૂરવીર હોય, તેના જુવાનો કેટલા શૂરવીર હશે ?

જીવુ મરાયો, પણ તેણે ગામને લુંટારૂઓની લુંટમાંથી બચાવ્યું.

કરે વિજય લલકાર, ઘુમંતો રણ ઘેલુડો,
ભાગ્યા દુશ્મન બાળ, મેલીને વીર બાલુડો;
જીવુ મરીને જીવીયો, રાખી માની લાજ,
ધરતી કાજે સંચર્યો, લીધું સરગનું રાજ !

પોતાની ધરતીમાતા કાજે લડતા લડતા મરનાર જીવુ મરીને પણ જીવી ગયો ! ત્રાપજ ગામ માટે એક મહાન આદર્શ મૂકી જનાર આ બાળવીરની શહીદી મોટા મોટા નામાંકિત દેશભકતો કે વીર પુરૂષોની શહીદી કરતાં જરા ય ઊતરતી નથી. મરીને તેણે જે રાજ લીધું તે 'સ્વર્ગ' સરખું હતું ! કારણ કે 'જનની જન્મભૂમિ શ્ચ સ્વર્ગાદપિ ગરિયસી !'

(આજે પણ બાળવીર જીવુની ખાંભી ત્રાપજ ગામને પાદર ઊભી છે.)

ત્રાજપની આ લોક કથાનો કિસ્સો અને તેના દુહા શંકરભાઈ ભટ્ટ અને જશવંત ભટ્ટ પાસેથી મળ્યા છે.

# ડાયરાની લોકવાર્તા

## કંઠ, કહાણી અને કવિતાની કલા :

એક વખત એક ડાયરામાં મારાથી બોલી જવાયું કે, 'લોકસાહિત્ય એ નિરાતનો વિષય છે. ઝડપથી દોડનારી આજની દુનિયાને નીરાંત કયાં છે ? એટલે જ આજના ઝડપી ઝમાનામાં ડાયરાઓ ઓછા દેખાય છે ! નહિ તો પહેલાના જમાનામાં લોકસાહિત્યના ડાયરાઓમાં લોકવાર્તાઓ રાત્રે મંડાતી, તે સવારોસવાર સુધી ચાલતી; રાત આખી ક્યાં વીતી જતી, તેનું ભાન શ્રોતાઓને પણ ન રહેતું અને લોકકથાકારને પણ ન રહેતું !'

મારા આ કથન પર એક ભાઈ મૂછમાં હસ્યા ! મતલબ કે હવે આવું કયાં બને છે ?

થોડા દિવસો પછી જ સૌરાષ્ટ્રથી શ્રી કાનજીભાઇ, બારોટ લોકકથાકાર મુબઈ આવેલા. ધાટકોપરમાં એમનો ડાયરો રખાયો. ખાસ આમંત્રણથી હું અને મારા કેટલાંક મિત્રો આ ડાયરામાં ગયા. રાત્રે દશેક વાગતાં શ્રી કાનજીભાઇ બારોટે વાર્તા શરૂ કરી. તેમના હાથમાં બિન શૈલીનું આધુનિક સિતાર જેવું વાજિંત્ર હતું. વાજિંત્રના તાર ઝણઝણાવતા જાય, થોડું થોડું ગાતા જાય અને પછી વાર્તાના પ્રસંગો કહેતા જાય.

શિયાળાની રાતના ટાઢા વાયરાથી કેટલાંક તો ટૂંટવાઇને બેઠા હતા, રાતના એક વાગ્યો, બે વાગ્યા, ત્રણ વાગ્યા, પણ કોઇ ઉઠવાનું નામ જ ન લ્યે ને ! મુંબઇથી આવેલા મિત્રો, 'આટલી વાત પૂરી થાય, એટલે ઉઠીએ ! આ એક ટૂચકો કે કવિતા સાંભળી લઇએ'...એમ કહેતાં કહેતાં સવારના ચાર વાગ્યા. એક ભાઈથી ન રહેવાયું. તે કહે, 'બારોટજી ! હજી આ વાર્તા કેટલીક લાંબી છે ?' કાનજીભાઈ કહે, 'ભાઇ ! આ વાર્તા તો 'બે રાત'ની છે, પણ એક જ રાતમાં પૂરી

કરવાની બોલી કરી હતી, એટલે ટુંકાવીને કહું છું; તો પણ હજી બે એક કલાક તો ચાલશે !'

૭ કલાકે પણ જે વાર્તા અધુરી રહી, એ પછી બારોટજીએ ખૂબ ટુંકાવીને કહેતાં ય બીજો દોઢેક કલાક સહજમાં પસાર કરાવ્યો! સવારના પાંચેક વાગે ય કોઇ ઉઠવાનું નામ ન લ્યે! 'દુહા, છંદ, ચોપાઇ, અને સોરઠાની સરવાણીમાંથી લોકસાહિત્યની વાતોના જે ઝરણાં વહેવા માંડયા, એથી શ્રોતાઓના અંતર તરસ્યા જ રહ્યા ! જાણે હજી થોડું નિર્મળ નીર પી લઇએ !' રાતે ૧૦ વાગે શરૂ કરેલી લોકવાર્તા સવારના છ એક વાગે ટૂંકાવીને પૂરી કરવી પડી ! બારોટજીએ ધાર્યું હોત, તો અર્ધેથી અધૂરી મૂકીને શ્રોતાઓને તરસ્યા રાખ્યા હોત, પણ તેમણે સમયના અભાવે તે યોગ્ય રીતે સમેટી લીધી !

પેલા 'મુછમાં–હસેલા' મિત્ર તે દિવસે જોગાનુજોગ મારી સાથે હતા, મને કહે, 'ભાઇ ! તમારી માફી માગવાની છે !'

મેં કહ્યું, "શેની ?"

'તમે એક વાર ડાયરામાં કહેલું કે લોકવાર્તા તો સવારો સવાર સુધી ચાલે, ત્યારે હું હસેલો ! એટલા માટે કે ડાયરો તો સવાર સુધી ચાલતો હશે, પણ તેમાં બેસનારા પછી ગઢવી સિવાય કેટલાં જણ રહેતા હશે ? એવા પ્રશ્ન પર હું હસેલો ! પણ આજના (ઘાટકોપરના) કાનજીભાઈ બારોટના ડાયરામાં જોયું, તો જુવાન ભાઈ–બહેનોથી માંડીને ડોસાં-ડગરાં તો ઠીક, પણ આ નાના નાના છોકરા છોકરીઓ-માંથી ય કોઇએ ઉઠવાનું નામ ન લીધું ! આખી રાત જાગ્યા !'

'અને તે પણ મુંબઇ જેવા શહેરના ઉપનગરમાં !' મેં પૂરું કર્યું !

તે દિવસે શ્રી કાનજીભાઈ બારોટે જે લોકવાર્તા માંડેલી, તે 'રા'નવઘણ' વિષે હતી; તે આખી રાત સાંભળેલી લોકવાર્તાના પાત્રો, રા'ડીયાસ, (નવઘણનો પિતા અને જૂનાગઢનો રાજા) તેની વાયેલી રાણી, સોલંકી રાજાનો ચારણ અને રાણીની વફાદાર દાસી...એ બધા ય

પાત્રો આજે પણ જાણે જીવતાજાગતા હોય, એવા નજર સામે તરે છે! એમના પ્રતાપી મુખો, એમની પ્રભાવી વાણી અને એમના કાર્યો, હજી હમણાં જ બન્યા હોય, હજી હાલ જ જોયાં હોય કે ગઈ કાલે જ સાંભળ્યા હોય એવા યાદ રહી ગયા છે! આ જ છે, લોકવાર્તાકારની સફળતા! આ જ છે, કથાકારની સાચી સિધ્ધિ. કયાં છે, આવા લોકકથાકારો? લુપ્ત થતી જતી લોકકથાની કહેણીની સરવાણીમાંથી આપણે થોડું ઘણું ય નહિ સાચવીયે, તો પછી આપણે ભાગે આવશે; અફસોસ અને નિઃશ્વાસ!

રાંનવઘણ અને તેના જન્મ પછળના પ્રસંગોની આખી ય લોકવાર્તાના પ્રસંગો અહીં આપવાનું શકય નથી; બને તેટલા સંક્ષિપ્ત પ્રસંગોમાં તે નીચે રજૂ કરી છે. ખૂબીની વાત એ છે, કે આ વાર્તામાં કયાંય ચમત્કારિક પ્રસંગો આવતા નથી. ન બની શકે તેવું તેમાં કશું જ નથી; અને વળી ઇતિહાસ આ કથાની સાક્ષી પૂરે છે!

[ શ્રી કાનજીભાઈ બારોટના ઘાટકોપરના આ ડાયરામાં શ્રી જેઠાભાઇ ખટાઉના સુપુત્ર શ્રી ત્રિકમભાઇ જેઠાભાઇ મારી સાથે હતા. ડાયરામાંથી રાતના બે વાગ્યાના "ઉઠીએ–ઉઠીએ" કરી રહ્યા હતા. પણ પછી જ્યારે ખરેખર ઉઠયા, ત્યારે પાંચ વાગેલા! આ ડાયરાના તેઓ પણ સાક્ષીછે! ]

સંપાદક.



## જગતના ઇતિહાસમાં અજોડ એવી
## પાંચ વર્ષના આહીરપુત્ર વાહણના બલિદાનની કથા.

**—કથા :— ૫ મી.**

# જેની ખાંભી ખોડાવવાની હજી બાકી છે !

સોરઠમાં ગીરના અડીખંભ પહાડ અને અરબી સમુદ્રના મહાસાગરની વચ્ચે લીલીછમ્ ધરતી છવાઈ ગઈ છે. આ ધરતી પર નાના નાના અસંખ્ય ગામડાઓ અને આયરના નેસડાઓ આવેલા છે. તેમાં આડીદર બોડીદર નામના ગામમાં દેવાયત બોદલ નામનો આયર રહે. તેના બારણાની સાંકળ એક દિવસે સવારના એકાએક ખખડી ઉઠી અને સાથે અવાજ સંભળાયો :

'બારણું ઉઘાડો !' અવાજમાં હુકમનો રણકો હતો.

દેવાયત આહીર બહાર ફળિયામાં આવ્યો. ડોકાબારીમાંથી તેણે બહાર જોયું, તો જુનાગઢ રાજના સોલંકી સુબા સાથે ચાર સિપાઇઓ પણ છે. પાંચ પળમાં દેવાયત આહીર બધી વાતનો ભેદ સમજી ગયો. આ એ જ દેવાયત આહીર હતો કે જેને ઘેર જુનાગઢનો ભવિષ્યનો ગાદી વારસ બાળરાજા રા' નવઘણ તેનું બાળપણ વિતાવી રહયો હતો ! દેવાયત આહીરની નજર સામે એ અંધારી રાતનું દ્રષ્ય તરવરી રહ્યું, કે જ્યારે જૂનાગઢનો રાજા રા' ડીયાસ ગુજરાતના સોલંકી સુબા સાથે લડતાલડતા મરાયા પછી જુનાગઢની પરમાર રાણીએ તેના પુત્ર રા' નવઘણને એક દાસી સાથે પોતાને (દેવાયત આહીરને) ઘેર એક પેટીમાં પૂરીને મોકલી આપેલ હતો. દાસી સાથે રાણીએ કહાવ્યું હતું કે, 'સાચવજો ! આ તમારો 'આવતી કાલ'નો રાજા છે !' અને જુનાગઢની

રાંણીએ પોતાના પર મૂકેલા અખૂટ વિશ્વાસને છેવમાં છેલ્લો શ્વાસ હોય ત્યાં સુધી વફાદાર રહેવાનું મન સાથે તકરી કરીને દેવાયત આહીરે રા'નવઘણને પોતાને ત્યાં છુપાવી રાખ્યો હતો. ત્યારે નવઘણની ઉમ્મર માત્ર એકાદ વર્ષની હતી !

આજે આ વાતને પાંચ પાંચ વર્ષના વહાણા વાઇ ચૂકયા છે; નવઘણની ઉમ્મર છ-એક વર્ષની થવા આવી છે. બાળક રા'નવઘણ, દેવાયતના છ વર્ષના બાળક વાહણ અને દેવાયતની આઠ વર્ષની પુત્રી જાસલ સાથે ઉછરી રહયો છે. ત્રણે બાળકો સાથે રમે, સાથે જમે, સાથે સૂએ, સાથે ફરે અને મોજ કરે છે. છતા દેવાયત આહીરના દિલમાં ડર છે કે રખે કયાંક સોલંકી સુબાને આ વાતની ખબર પડી જાય કે પોતે જુનાગઢના ગાદી વારસને છૂપાવી રાખ્યો છે, તો ?

અને આ ડર એક દિવસ સાચો ઠરે છે. સોલંકીનો સુબો અને તેના માણસો બાળારાજા નવઘણની શોધ કરતા કરતા આડીદર બોડીદર ગામના આહીરને ત્યાં આવી ઊભા છે ! આહીર દેવાયત આખી પરિસ્થિતિ સમજી જતાં ઘરમાં જાય છે. ત્રણે નાના નાના બાળકોને નિર્દોષ ભાવે એક બીજાની સાથે હળીમળીને રમતા જોઇને આહીર દેવાયતનું હૈયું ભરાઇ આવે છે ! ઘડીભર તો એને એમ થાય છે કે ખોટું બોલું અને કહી દઉં કે 'નવઘણ અહીં નથી !'

પણ દેવયત આહીરની મૂંઝવણ તેની ઘરવાળી કળી જાય છે. આહીરાણી વાત સમજતાં જ કહે છે; 'એમાં મૂંઝાવ છો શું ? આપણો છ વર્ષનો બાળક વાહણ છે, ને ? એ કયારે કામ આવશે ? લાવોને એને તૈયાર કરી દઉં ! બરોબર નવઘણ જેવો જ લાગે છે ને ? વળી આપણે નવઘણને પાંચ પાંચ વર્ષથી કયા ઘરની બહાર કાઢયો છે, તે કોઈ તેને ઓળખી શકે તેમ છે?' દેવાયત આહીર પોતાની સ્ત્રીની હિમ્મત અને ત્યાગની વાત સાંભળીને ત્યાં જ થંભી ગયો, ત્યાં તો ફરીથી બારણાની સાકળ રણકી આહીર બોલ્યો, 'તો ભલે, આહીરાણી, જગત

પણ આપણી સ્વામીભક્તિ, દેશભક્તિ અને રાજભક્તિનું પારખું આજે કરી લ્યે! કરો આપણાં વાહણને તૈયાર.'

આમ કહીને દેવાયત આહીર ગયો બારણું ઉઘાડવા, બારણું ઊઘડતાં જ સોલંકીનો સુબો અને તેના માણસો બાજ પક્ષીની જેમ ઘરમાં નજર ફેરવવા માંડયાં. સોલંકી સરદાર બોલ્યો, 'આહીર! સાંભળ્યું છે કે તમે બાળારાજા નવઘણને તમારે ત્યાં છુપાવેલો છે અને તે અહીં જ આપને ત્યાં જ ઉછરે છે!'

દેવાયત હાથ જોડી બોલ્યો, 'હા, બાપુ! ખોટું નહિ બોલું! હમણાં જ તેને તમારી સેવામાં હાજર કરૂં છું! બેસો! રોટલા છાશ લેશો!'...

આંગણે આવેલાને વિવેકભરી વાણી સંભળાવી દેવાયત ઘરમાં ગયો. માથે જરીની ભરેલી ટોપી, શરીર પર મખમલનું જાકીટ અને પગે ચપોચપ થતી ચોરણી પહેરીને દેવાયત આહીરનો છ વર્ષનો બાળક વાહણ, બાળારાજા નવઘણને બદલે મરવા માટે તૈયાર થઈને ઊભો હતો! ઘડીભર તો બાપનું હૈયું પુત્રપ્રેમથી ડગી ગયું, પણ બીજી જ પળે મનને મજબૂત કરી આહીરે પોતાના પુત્ર વાહણને 'નવઘણ' બનાવી પરિસ્થિતિ સમજાવી, સોલંકી સુબા સામે રજૂ કર્યો. વાહણ પણ કેવો? જેવો બાપ તેવો બેટો! 'અરે હું તો નવઘણ! જૂનાગઢની ગાદીનો વારસ-બોલો, મારૂં શું કામ છે?' કહેતો સોલંકી સુબા સામે આવી ઊભો!

સોલંકી સુબો અને તેના માણસો આહીરના બાળક વાહણને સાથે લઇ જૂનાગઢ ઉપડયા, તેમને જરા પણ શંકા ન ગઇ કે તેઓ જેને ઉપાડી લાવ્યા છે, તે રાજા નવઘણ પોતે નથી! જૂનાગઢ પહોંચતાં જ તેમણે બાળક વાહણને નવઘણ સમજી, તેનું માથું તલવારથી ઉડાવી દીધું, અને તેઓએ માની લીધું કે જૂનાગઢનો ગાદી વારસ હવે ખતમ થઇ ગયો.

આ વાતને દસેક વર્ષો વીતી ગયા. રા'નવઘણ હવે બાળક મટીને જુવાન બન્યો. દેવાયત આહીર હજારો આહીરોને લઇ જૂનાગઢ પહોંચ્યો. ખૂનખાર લડાઇ થઇ. કૈંક મરાયા. પણ નવઘણની જીત થઇ; અને આહીર

દેવાયતે જૂનાગઢના ગાદી વારસ નવઘણને ગાદીએ બેસાર્યો

નવઘણને જૂનાગઢની ગાદીએ બેસારવાનુ અવરૂ કામ પાર પાડીને દેવાયત આહીરે પોતાની પુત્રી જાસલના લગ્ન કર્યાં પોતાની સગી બહેન કરતા પણ જેને નવઘણે વધુ ચાહી હતી, તે જાસલના લગ્નમા નવઘણે કહ્યુ, 'બેન ! બોલ ! બોલ ! ભેટમા શુ આપુ ? જૂનાગઢની ગાદી આપુ કે મારૂં માથુ આપુ ?'

જાસલે કહ્યુ, 'ભાઈ ! અત્યારે તો કાંઈ જોતુ નથી, જરૂર પડશે ત્યારે તારી પાસે માગી લઈશ '

જાસલના લગ્ન ઉકલી ગયા

વર્ષો વીતી ગયા, આ વાતને

સોરઠમા ભયકર દુકાળ પડયો. ઢોરો ચારા પાણી વિના મરવા માડયા ખેતરો સુકાવા માડયા લોકો ગામડાઓ છોડવા માડયા. ત્યારે નવઘણની ધર્મની બહેન જાસલ સોરઠ છોડી, કાઠિયાવાડ છોડી, પોતાના પતિ સાથે સિંધ ગઈ સિંધના રાજા હમીર સુમરાએ જાસલને કેદ કરી જાસલ મૂઝાઈ, હવે શુ કરવુ ? જાસને છૂપી રીતે પોતાના પતિને જૂનાગઢના રાજા રા' નવઘણ પાસે મદદ માટે મોકલ્યો, અને પોતાને હમીર સુમરાના પજામાથી છોડાવવાની માગણી કરી, બહેન જાસને ભાઈ નવઘણને યાદ અપાવ્યુ, કે 'તે મારા લગ્ન વખતે કાપડામા (ભેટમા) કાંઈક માગવા કહ્યુ હતુ ને ? લે, આ અવસર મળ્યો છે, બહેન માટે કઈક કરી બતાવવા મારી મદદે આવજે, ત્રણ મહિના પછી આવીશ– તો મને જીવતી નહીં ભાળ ..'

જાસલે ચિઠ્ઠી રૂપે મોકલેલા દુહાઓ આજે સોરઠમા આ રીતે ગવાય છે

**મડપ અમારે મ્હાલતો, જે દિ' બધવા દીધેલ કોલ,**
**કર કાપડની કોર, જાસલને જુનાના ધણી !**
**નહિ મોસાળે માવલો, નહિ માડી જાયો વીર;**
**સિંધમાં રોકી સુમરે, મને હાલના નો દે હમીર !**

સંદેશો મળતાં જ જૂનાગઢનો રાજા નવઘણ હજારો સોરઠી યુવાનોનું લશ્કર લઈ સિંધ પર ચઢાઈ લઈ ગયો.

આ પ્રસંગને વર્ણવતો એક છંદ : (સારસી)

નવ લાખ ઘોડે ચઢયો નવઘણ, સુમરા ધર સલ્લકે
સર સાત ખળભળ, શેષ સળવળ; ચાક ચકધર ચળવળે !
અણુરૂપ આયો સિંધ ઉપર, અળાં રજ અંબર અડી,
નતવળાં નવળાં દિયણ નરહી, વળાં પુરણ વરવડી !

ભારે લડાઈ થઈ. કૈક આશાભર્યા યુવાનો મરાયા, કૈક યોદ્ધા ઘવાયા, કૈકનાં લોહીની નદી વહી, અને અંતે નવઘણનો વિજય થયો. નવઘણે પોતાની બહેનને હમીર સુમરાના પંજામાંથી છેડાવી અને પોતાનો ભાઇ તરીકેનો ધર્મ બજાવ્યો. બહેનના લગ્ન સમયે આપેલું વચન બરાબર પાળી બતાવ્યું ! આજે પણ ભાઈ-બહેનના પ્રેમને બિરદાવતો આ દુહો સૌરાષ્ટ્રમાં ઘણો જાણીતો છે.

સુંદર ભોમ સોરઠ તણી, જેનાં નિર્મળ વહેતાં નીર;
જ્યાં જેસલ જેવી બેનડી, ને નવઘણ જેવો વીર !



# ઉમળકો —

યુવાન અને બુદ્ધિશાળી ભાઈ શ્રી વ્યાસને બોલતા સાંભળવાની એક ઉમદા તક મળી. તેમના દિલમાં લોકગીતો માટે જબરો ઉમળકો છે, આ ઉમળકાને હું અંતરથી આવકારૂં છું. મારા પિતાશ્રી (રણજીતરામ વાવાભાઈ મહેતા) લોકગીતોનું સંશોધન અને સંગ્રહ કરવામાં અગ્રેસર હતા.

જે ક્ષેત્ર માટે ભારે ઉમળકા ભેર આત્મભોગ આપવાની જરૂર છે, તેને માટે એક યુવાન પોતાની જાતનો ભોગ આપવા તૈયાર થયો છે, તેથી મને આનંદ થાય છે.

—અશોક મહેતા.

ઉપાધ્યક્ષ, આયોજન પંચ, ભારતસરકાર.



ભાઇ શ્રી યશવંત વ્યાસ,

આપના મીઠા બુલંદ સ્વરમાં ગુજરાત-સૌરાષ્ટ્રના મનોહર લોકગીતો સાંભળતાં કદી સંતોષ થાય જ નહિ; તે હકીકત છે.

લોકસાહિત્યરસના આપે અમને ચટકાં ચખાડયાં છે; તેના મધુર રસનું પૂર્ણ પાન કરાવવા આપે બીજી ઘણીવાર અમને લાભ આપવો પડશે.

—ઓચ્છવલાલ પંડિત.

હર્ષકાંત કચ્છી.

મંત્રી : વિકાસ મંડળ [illegible]

# મેઘાણીને જીવંત રાખવાનો પ્રશંસનીય પ્રયત્ન



વરજીવનદાસ ત્રિભોવનદાસ શેઠ

પ્રભાતનો પહોર હોય કે રાત્રિની શરૂઆત હોય, ગમે ત્યારે વરજીવનદાસ ભાઈનું તેડું આવે, 'ભાઇ ! આજે તમને સાંભળવા છે, હો !'...અને તેમને ત્યાં કલાકારોની મહેફિલ જામે, શ્રોતાઓનો મેળો જામે અને 'ડાયરા'નો રંગ જામે.

ભાઈ યશવંત વ્યાસના કાર્યક્રમો અમારે ત્યાં અવારનવાર યોજાય છે; જ્યારે જ્યારે અમે તેમને સાંભળ્યા છે ત્યારે ત્યારે ખૂબ જ આનંદ આવ્યો છે. લોકસાહિત્ય પરનું તેમનું પ્રભુત્વ અદ્દભૂત છે. તેમણે જે કંઠસ્થ કર્યું છે; અથવા થઈ ગયું છે, તે જ તેમની આ વિષય પ્રત્યેની અભિરૂચી બતાવે છે.

લોકસાહિત્યના ક્ષેત્રમાં સ્વ. મેઘાણીને જીવંત રાખવાનો તેમનો પ્રયત્ન પ્રશંસનીય છે. આ ક્ષેત્રમાં તેઓ વધુ યશસ્વી બને એ જ શુભેચ્છા.

—વરજીવનદાસ
ત્રિભોવનદાસ

પ્રમુખ : કોટ વર્ધમાન
સ્થાનકવાસી જૈન સંઘ,
મુંબઇ.

# રસજ્ઞ અને મર્મજ્ઞ લોક ગાયક

## શ્રી યશવંત વ્યાસ

મારા મિત્ર શ્રી. યશવંત વ્યાસ એ લોકગીતોના રસજ્ઞ અને મર્મજ્ઞ ગાયક છે; આટલા વર્ષો સુધી મને તેની કલ્પના પણ ન હતી. ચિત્રપટોની, વર્તમાનપત્રોમાં જાહેરાત કરનાર અને તે ક્ષેત્રમાં મારા સહકાર્યકર તરીકે જ અમે એકબીજાની વધુ નજીક આવ્યા પણ એક દિવસ એક સાંસ્કૃતિક સમારંભમાં તે લોકગીત ગાયક તરીકે મારી સમક્ષ બોલવા ઊભા થયા. તેમનો અવાજ અને તેમણે કરેલો લોકગીતોનો સંગ્રહ અને તે વિષય પરનું તેમનું વિવેચન સાંભળીને હું સ્તબ્ધ થઈ ગયો અને જ્યારે મેં તેમની સાથે લોકગીતોના વિષે ચર્ચા કરી ત્યારે ગુજરાતી પ્રમાણે જ હિંદી (રાજસ્થાની) ઉર્દૂ, અને બીજા પ્રાંતોના લોકગીતોનો તેમનો અભ્યાસ જોઈ મને ભારે આશ્ચર્ય થયું.

આજ, શ્રી યશવંત વ્યાસ, એ એવા લોકપ્રિય લોકગીત ગાયક બની ગયા છે, કે તેમને મુંબઈની શાળા કોલેજોના આમંત્રણો તો આવે જ છે, પણ તે સિવાય, મુંબઈ બહાર, ગુજરાતમાંથી દક્ષિણમાં હૈદ્રાબાદમાંથી અને દૂર દૂરના સ્થળો-એથી કાર્યક્રમોમાં વિમાન દ્વારા જવાના પ્રસંગો પણ ઘણી વાર બને છે. તેમની લોકપ્રિયતા દિવસે દિવસે વધતી જાય છે. તેમને આ યશ પ્રાપ્ત થયો છે; તે બદલ, એક મિત્ર અને તેમના ચાહક તરીકે હું તેમને ધન્યવાદ આપું છું.

તા. ૧-૭-૬૧ના મરાઠી સાપ્તાહિક "ધનૂર્ધારી"માંથી

—અ. સી. કેળુસકર
સંપાદક : "ધનૂર્ધારી"



## મુંબઈના માનવ મહેરામણમાં
## લોકગીતો લલકારતા યશવંત વ્યાસ

★  ★

તા. ૩૦-૮-૫૭ મુંબઈની જાહેર જનતા સમક્ષ શ્રી કુંભારવાડા ગણેશોત્સવમાં શ્રી વ્યાસે સૌ પ્રથમ લોકસાહિત્યનો જાહેર કાર્યક્રમ રજ કર્યો હતો. આ કાર્યક્રમની વિશિષ્ટતા એ હતી કે જ્યારે ગુજરાતી મરાઠી જનતા એક સાથે બેઠી હતી અને બન્ને પ્રજાએ શ્રી યશવંત વ્યાસની સુરીલી વાણીમાં રજૂ થયેલા લોકગીતોનું રસપાન કરી તેમને વ્હાલથી વધાવ્યા હતા. આ કાર્યક્રમમાં 'ચક્રમ'ના તંત્રી એન. જે. ગોળીબાર પણ અમદાવાદથી ખાસ આવ્યા હતા.

# લોકસાહિત્યનુ સન્માન



તા ૩૦-૮-૫૭થી શ્રીગણેપોત્સવના કાર્યક્રમથી શ્રી વ્યાસે લોકસાહિત્યનુ રસદર્શન કરાવવાનો પ્રારભ કર્યો હતો અને પછી ત્રણ વર્ષ સુધી એજ સ્થળે શ્રીયશવ ત વ્યાસનો લોકસાહિત્યનો કાર્યક્રમ રજૂ થતો રહ્યો હતો

# લોકસાહિત્યમાં ઋતુવર્ણનો

**વિભાગ ત્રીજો**

## ચારણી સાહિત્યની મનોહર રચનાઓ

* લોકસાહિત્યમાં ઋતુ વર્ણનનું ઘણું મહત્વ છે. વાર્તા કહેતાં કહેતાં કે લોક ગીતો અને દુહાઓ લલકારતા લલકારતાં કોઇ ચારણ કવિને ઋતુઓનું વર્ણન કરતો સાંભળવો એ જીવનનો અનેરો લ્હાવો છે. તેમાં પણ જયારે કોઈ ચારણ કવિ 'બારમાસી' નું વર્ણન કરતો હોય ત્યારે તેની જીભેથી જે રીતે શબ્દો સરતા રહે છે, જે રીતે વર્ણન થતું રહે છે. તેરીતે જોતાં જ તેની આ વાકછટા પર કોઈ પણ શ્રોતા મુગ્ધ બની જાય છે.

લોકકવિએ એવા ખુદ ચારણનું વર્ણન કરતાં એક દુહો લખ્યો છે:–

"ચારણ ચોથો વેદ, વણપઢયો વાતું કરે,
એની જીભે જોગણી, ભાખે અગમના ભેદ!"

ચારણ જન્મે ત્યાં જ તેની જીભે સરસ્વતી આવીને વસે છે, એમ કહેવાયછે. વળી દેશ પરદેશનું, સ્થળ અને કાળનું, ઋતુ અને કુદરતનું વર્ણન શીખવા તેને કોઈ વિદ્યાપીઠમાં જવાની જરૂર પડતી નથી.

સમાન્યમાં સમાન્ય જ્ઞાન ધરાવતા વાચકને પણ સફળ રીતે સમજાય, એરીતે લખાયેલા ઋતુ વર્ણનના કેટલાંક દ્રષ્ટાંતો અહીં રજુ કરૂ છું.

વસંત ઋતુનું વર્ણન જુઓ.

અંબા મોરિયા જી કે, કેસુ કોરિયા,
ચિત્ત ચકોરીયા જી કે, ફાગણ ફોરિયા

---

* સંપાદકે ઓલઈંડિયા રેડિયોના મુંબઈ કેન્દ્ર પરથી રજુ કરેલો વાર્તાલાપ.

ફોરિયા ફાગણ પવન ફરહર, મહુ અંબા મોરિયા,
ગણુ રાગ ઘર ઘર ફાગ ગાવે, ઝટે પવન જોરિયા,
ગુલ્લાલ ઝોળી, રમત હોળી, રંગ ગોપ રમાવણાં,
આખત રાધા, નેહ બાધા, વ્રજજ માધા આવણાં!

અર્થ :–આંબા મ્હોર્યાં છે, કેસૂડા કે બના છે, ચિત્ત અમારા ચગળ બન્યા છે એવો ફાગણ ફોરી રહ્યો છે ત્યારે, પવન ફરકે છે, મહુડા અને આંબા મ્હોર્યાં છે, ઘરે ઘરે હોળી (વસંતોત્સવ) ખેલાય છે ગુલાલ ભરી ભરી છટાય છે, ગોપ ગોપીઓને રંગે રમાડનાર શ્રી કૃષ્ણ કનૈયા, હવે ઘરે આવો.

હજી જાણે આટલું વર્ણન અધુરું હોય તેમ :–

શશિયર સુહાવે, રગ છાવે, હુલસ ગાવે હોરિયાં;
ફગવા મગાવે, રમત ફાવે, ગમત ભાવે ગોરીયાં!
બાજે બજાવે, ચરિત ન્હાવે, બસત દરસાવે બણી,
રઢરાણ હિમ્મત, વધ્યે અણરત, ધરણ સર માતરધણી!

હોળીમા રગ છવાયો છે, ચદ્ર ગોભી ઉઠયો છે. ઉલ્લાસ પ્રસરી રહયો છે રમત રમાય છે, ગોરીઓને ગમ્મત પડે છે, ખજરી બાજે છે અને બજાવે છે માતરના ધણી! ત્યારે તારી યાદ આવે છે!

આથી પણ વધુ સરળ, છંદ દોમળિયામા લોકકવિએ રાધાકૃષ્ણની સ્થિતિ વર્ણવતા વૈશાખ–જેઠનું વર્ણન ગાયુ છે

અબ, જેઠ આયો, લ્હેર લાયો, ચત આંચ્યો શામને
જદુવશ જાયો, નાથ ના'યો, કહેણ કા'યો કાનને;
વનવેણ જાતા, રંગ રાતાં, ગોપ ગાતાં ચ નને,
ભરપુર જોબનમાં ય, ભામન કહે રાધા કાનને!
જી! કહે રાધા કાનને!

અર્થ –હવે જેઠ મહિનો આવ્યો, આનંદની લહરી લાવ્યો, ચિત્ત સ્વામીની વાટ જોવા લાગ્યુ કાનને સદેશો કહાવ્યો, યદુવશમા જન્મેલો

નાથ ન આવ્યો. વનમાં વેણુ વગાડતા, રંગમાં રાતા, ભીંજાએલા ગોપ (ગોવાળિયા) ગાનનાં ગીતો ગાયા કરે છે એમ ભર યૌવનમાં મસ્ત રાધા કાનને કહેવરાવે છે.

આમ ફાગણ, ચૈતર, વૈશાખ, જેઠ ચાલ્યા જાય છે અને અષાઢ આવે છે, અષાઢ આવે ત્યારે સૃષ્ટિ કેવી બની રહી છે, આકાશ કેવું છે, તેનું વર્ણન ગદ્યમાં પ્રથમ જુઓ.

'આઠ આઠ માસના વિજોગી વાદળાં, આભની અટારીએ જ્યારે એક બીજાને મળવા માટે અધીરા બનીને 'હડિયુ' કાઢી રહયા હોય, ગળાની સાંકળના ત્રણ ત્રણ કટકાં કરીને મોરલા 'ટહુક' 'ટહુક' ના સાદ તાણી તાણીને સંભળાવતા હોય. ઘટાટોપ વાદળોની કાળી પછેડી લઈને, ધરતીને ઢાંકી દેવા માટે મેહુલો અધીરો થઇ રહયો હોય,, બે વાદળોના ગઢ ચીરીને 'માલીપાથી' વીજળી લબરક, લબરક ચમકીને ઝબકી જતી હોય, ત્યારે કહેવાની જરૂર ન પડે કે ચોમાસું આવ્યું અને અષાઢ બેઠો !

હવે તેનું વર્ણન પદ્યમાં ચારણ કવિ આ રીતે કરે છે :-

**અષાઢ ઘઘુંબીય, લૂંબીય અંબર વહળ બેવળ ચોવળિયાં,**
**મહોલાર મહેલીય, લાડ ગહેલીય, નીલ છલે ને જલે નળીયાં !**
**'અદ્ર અગાજ કરે ઘર ઉપર, અંબ નયાસર ઉતરિયાં,**
**અજમાલ નથુ તણ કુંવર આલણ, સોય તણી રત સંભરીયાં !**

અર્થ :-અષાઢ ઘઘૂંબી રહયો છે, વાદળાં બે થરા ને ચાર થરા થઇ ગયાં છે, નળિયાં જળથી છલકાઇ રહયા છે. ઇંદ્ર ભગવાન (વરસાદનો દેવ) ઘર ઉપર ગાજી રહયો છે ઝાડ ઉપર આંબા નવા ઊતરી રહયા છે, ત્યારે અજમાલ નથુના કુંવર આલણ (મિત્ર) તારી યાદ મને આવી રહી છે.

ચારણી સાહિત્યમાં વર્ષા ઋતુનું વર્ણન કરતાં કરતાં તો ચારણ કવિની કલ્પના અને કાવ્ય રચના જાણે કોઇ મહાકવિના મહાકાવ્યમાં શોભે એવી ઉપમાઓ અને અલંકારો લઇ આવે છે....

અષાઢ ઉચ્ચારં, મેઘ મલ્હારં, બની બહારં જલધારં,
દાદૂર ડંકારં, મયુર પુકારં, તડિયા તારં વિસ્તારં,
નાલકી પુકારં, પ્યાસ અપારં, નંદકુમારં નિરખ્યારી,
કહે રાધે પ્યારી, હું બલિહારી,
ગોકુળ આવો ગિરધારી!
જીય ગોકુળ આવો ગિરધારી!

અષાઢ આવે અને ચોમાસું બેસે, ત્યારે કોઇને તેના આગમનની જાણ કરવાની જરૂર ન રહે! પંડિતથી માડીને મૂરખ સુધી સૌ કોઇને તેના આગમનની જાણ થઈ જાય! કારણ કે મોરલા નૃત્યો કરવા માંડે, દેડકાં સરોવર, નદીઓની પાળે બેસીને સંગીત શરૂ કરી દે, આભની અટારીએ આઠ આઠ માસના વિજોગી વાદળાંઓ એક બીજાને મળવા દોટંદોટા શરૂ કરી દે અને વીજળી ધરતીની માથે વરમાળા બનીને 'પડી કે પડશે,' 'પડી કે પડશે' એવો દેખાવ કરી દે ત્યારે શ્રાવણમાં તો—

શ્રાવણ જલ બરસેં, સુંદર સુરસેં,
બદ્દલ બરસેં, અંબરસેં;
લત્તા લહરસેં, ગીરી, તરૂવસેં
નદિયાં પરસેં, સાગરસેં
દમ્પતિ-દુઃખ દરસેં, સેજ સમરસેં,
લગત ઝહરસેં દુઃખકારી;
કહે રાધે પ્યારી, હું બલિહારી,
ગોકુલ આવો! ગિરધારી,
જીય, ગોકુલ આવો! ગિરધારી!

કવિશ્રી પિંગળશીભાઈની 'બારમાસી'માં વર્ણવેલા ઉપરના બે માસો, અષાઢ અને શ્રાવણના વર્ણનોનું શબ્દચિત્ર દોરી બતાવે છે. આ વર્ણનોમાં તેની શબ્દ-ગૂંથણી અને તેના અર્થો તપાસતાં એમ લાગે છે કે, ચારણ

કવિઓની છંદરચનાઓ પણ આજે શિષ્ટ સાહિત્યની વ્યાસપીઠ પર બેસના કોઈ કવિ કે કોઈ કોલેજનાં પ્રાધ્યાપકના વ્યાખ્યાનમાં આવતા શ્રવણમધુર સંભાષણો કરતાં પણ કોઇ રીતે ઊતરતી નથી !

આટલું ઓછું હોય તેમ વર્ષાઋતુનું વર્ણન કરતાં કરતાં ચારણી ભાષાનો લોકકવિ વર્ષાની ઉન્મત્ત બહારને કેવા શબ્દોથી વધાવે છે, આવકારે છે...!

ચારણી ભાષામાં લખાએલા આ છંદમાં શબ્દ ગૂંથણી અને તેનો નાદવૈભવ તો જુઓ.

'ઘનઘોર ઘમંડ અઘોર ચઢયો,
ઘન વાદ્દિળ દળ અનગળ સજળ ચલે,
તો અવળ સવળ વાયુ દળ વમળે
ભડક! ભડક! નભ અનગળ જલે!
(તવ) ચમક ચમક વીજ ચમ્કત દમકત,
ધ્રવક! ધ્રવક! તલ ધરેન ધ્રુજે!
(તો) રૂમઝુમ, રૂમઝુમ, બરસત બરખા!
ઘરૂર્ ઘરૂર્ ઘનાઘોર ગ્રજે!

(૨)

(તવ) ડમક ડમક દાદુર રવ ડમકત,
ગહેંકંત મોર મરાલ ગિરા
'પિયુ!' 'પિયુ!' શબ્દ પુકારત ચાતક,
કિયુ! કિયુ! કોકિલ હીર કુજત
તબ ડણંક ડણક મૃગરાજ હી ડણકંત;
છલકત સિંહણ કામ છજે!
(તો) રૂમઝુમ, રૂમઝુમ, બરસત બરખા!
ઘરરૂ ઘરરૂ ઘનઘોર ગ્રજે!

આમને મેર માડવે જૂજવા જૂજવા જાણે કે વાજિંત્રો વાજી રહયા છે, ગડડડ ગડડડના ગડેડાટથી ધ્વનાદની દુદુભિઓ વાગી રહી છે, મોર અને દેડકાઓ તેમા તેમના સૂરો પુરાવી રહયા છે, બપૈયા પિયુ! પિયુ! અને કોયને કૂહુ! કૂહુના ટહુકાઓ કરી રહયા છે, આખી ય પૃથ્વી પર જ્યારે મેઘરાજાનું સામ્રાજ્ય વ્યાપી ગયુ છે, ત્યારે ઘોર અરણ્યની ગુફાઓમા વસતા વનરાજો મેઘરાજની સ્પર્ધા કરતા હોય તેમ ત્રાડો પાડતા ગિરના ગાળેગાળા સર્જન કરી રહ્યા હોય છે! સિંહણો કામાતુર બનીને વનરાજોના ચરણોમા આળોટતી હોય છે!

ચારણી સાહિત્યમા વર્ષાવર્ણનો અતિલામા અને વિસ્તૃત રીતે લખાએલા હોઈ, તેમા વધુ ઉંડા ન ઊતરતા આપણે આસો માસના રસદર્શન પર જ આવશું આસો એટને વર્ષાનો છેલ્લો માસ અને વર્ષનો પણ છેલ્લો માસ!

આસો માસ આવતા જ ખેતરો લીલાછમ ભાસે, ધરતીની કાયાએ જાણે લીલી ઓઢણી ઓઢી લીધી હોય એવુ એનુ રૂપ લાગે! ખેતરોમા સાત જાતના અન્ન પાકયા હોય સરોવરોમા કમળો ખીલ્યા હોય, નીર વરસીને રોકાઇ ગયા હોય, અને આકાશ સ્વચ્છ, ઉજળુ ભાસતુ હોય, ત્યારનુ વર્ણન જુઓ (૭૬ : દોમળિયા)

અન્ન સાત પકાયાય, આસો આયાય,
નીર ઠેરાએલ નીતરિયાં,
જળ ઉપર કમળ રૂપ ખીલે, જેમ,
પાવષ દેહતણા પરિયાં,
મછ છીપ તણી રત જામત મોતિયે,
ઠીક 'જળમળ' નંગથિયા,
અજમાલ નથુ તણ કુંવર આલણ,
સોય તણી રત સભરીયાં!

પતિ પત્નીના જીવનમા વર્ષાઋતુની મહત્તા ગાતો એક જ દુહો બસ થઇ પડશે.

આ ઋતુમાં જો કામિની, જાય પિયરને પંથ;
કાં ગોરીમાં ગુણ નહીં, કાં કઠણ હૈયાનો કંથ!

આભમાં વીજળી ઝબૂકતી હોય, ઝીણાં ઝીણાં ઝરમર ઝરમર વરસાદના ફોરાં પડતા હોય, ધરતી વરસાદના પાણીથી ભીંજાઇને ટાઢીબોળ થઇ ગઇ હોય, ત્યારે ન છૂટકે ચાકરીએ જતા પ્રીતમને રોકતાં રોકતાં સ્ત્રી જે લોકગીત ગાય છે, તેમાં તેની હૈયાની વેદના છે. અને ઋતુના ફેરફારની સ્ત્રીના હૃદય પર કેવી અસર થાય છે, એનું અહીં આબેહૂબ દર્શન છે.

આભમાં ઝીણી ઝબૂકે વીજળી રે,
ઝીણાં ઝરમર વરસે મેહ,
ગુલાબી! કેમ કરી જાશો, ચાકરી રે!
ભિંજાય મેડી ને ભિંજાય માળીયાં રે,
ભિંજાય મેડીમાં બેસલતલ રાણી,
ગુલાબી! કેમ કરી જાશો ચાકરી રે?
તમને વા'લી દરબારી ચાકરી રે,
અમને વા'લો તમારો નેહ,
ગુલાબી નહીં જાવા દઉં ચાકરી રે!

આમ વર્ષા ઋતુમાં જે કંથ ચાકરીએ જાય તેની સ્ત્રીના હૃદય પર શું વીતે તે જૂઓ :–

'સખી! બેસંતો અષાઢી માસ, વૃષ્ટિ જળ બહુ કરે,
બોલે પપિયા 'પિયુ પિયુ' બોલ, અજંપો અતિ કરે,'
'એવી આવી ઘોર અંધારી રાત, ઢમકતી દામિની,
ધણી વિનાની (મારે) સોળ સેજું શું કામની?'

વર્ષા ઋતુમાં પતિની ગેરહાજરી સ્ત્રીને કેવી વિરહિણી બનાવી દે છે! આ છે ઋતુઓની માનવ હૈયા પરની અસર.

પ્રેયસી પોતાના પ્રેમીને સંદેશો કહાવે છે, તેનું વર્ણન કરતો એક દુહો જોઇએ.

'પંથી એક સંદેશડો ઢોલા લગ લે જાય;
જોબનઆંબો મોરિયો, રસ ચાખણ કયું ન આવ ?'

પોતાના જોબનને આંબા સાથે સરખાવનાર સ્ત્રીની ઉપમા વિશે શું કહેવું ? ઢોલા મારૂની રાજસ્થાનની સુપ્રસિધ્ધ પ્રેમ કથામાંથી આ દુહો લીધો છે મારૂ પોતાના પ્રેમી ઢોલાને સંદેશો કહેવરાવે છે કે, આપણા મિલનનો સમય હવે પાકી ગયો છે, જલ્દી આવ !

ઋતુના ફેરફારો જીવન પર ગજબની અસર કરે છે. ઋતુરાજ વસંત આવે છે અને વૃક્ષે વૃક્ષે નવા પાદડાઓ, ફૂલો, ફળો જોવા મળે છે. કુદરત જાણે નવા નવા વાઘા સજે છે, આવે વખતે સ્ત્રી આ નૈસર્ગિક લીલા જોઇને પોતાના વહાલાને સંભારે છે.

'આંબે લુમું આંવિયું, શાખે રસ ન માય,
/ કે' જો ઓધા કૃષ્ણને, વૈશાખ વણસ્યો જાય !'

ફાગણ, ચૈત્ર ને વૈશાખના તાપ પછી આંબા પર શાખ આવે છે, એ વખતે રાધા કૃષ્ણને સંદેશો કહાવે છે કે ફાગણ-ચૈત્રમાં તો ન આવ્યા, હવે વૈશાખમાં તો પધારો !

'સાગર લેહરે પત્રણ ધર, જેતાં શિર મેં વાળ,
સાજન દિલમાં સાંભરે, દિનમાં એટલી વાર !'

વિરહિણી સ્ત્રી કહે છે. સમુદ્રમાં જેટલાં મોજાં છે, માથા પર જેટલાં છે, એટલી વાર દિવસમાં હું મારા સાજનને સંભારુ છું !

'એડીની ગેડી કરૂં, કેડની કરૂં કમાન,
નયણાંના કરૂં થાંભલા, મુજ કંથ ચતુર સુજાણ !'

પગની એડીની ગેડી કરૂં, કેડની કમાન કરૂં, આંખની વચ્ચે થાંભલાં રોકું મારા ચતુરસુજાણ પ્રિતમ, જો તમે મારા વિયોગને સમજી શકો તો!

પોતાના સ્વામી માટે આટલું અધૂરું હોય તેમ આ જ પ્રકારનો એ વધુ દુહો જોઇએ :—

## વિજોગણના દુહા.

"ડુંગર કોરાવી ઘર કરું, આભના કરું કમાડ;
વિજળીના કરું દીવડા ભલે વરસે મેઘ મલ્હાર!"

હે પ્રિતમ, તારે કાજ હું ડુંગર કોરાવીને, તેમાં ઘર કરું (ફરહાદે શિરીન માટે પર્વત ખોદવાનું સાહસ કર્યું જ હતું ને!) આભના બારણાં બનાવું. "વિજળી"નો દીવડો કરું, ભલે પછી વરસાદને વરસવું હોય તો વરસ્યા કરે!

"ઊંચી ચઢું ને નીચે ઉતરૂં ચડીને જોઉં વાટ;
કંઇયે સાયબો આવશે? ફુલડે બિછાવી ખાટ!"

પોતાના પ્રાણ પ્યારા સાજનને મળવા સ્ત્રી કેવી વિહ્વળ બની ગઇ છે! પિયુ વિરહમાં બેચેન બનેલી સ્ત્રી કહે છે કે હું મારા "સાયબા"ને મળવા માટે ઊંચે ચડું છું, નીચે ઉતરું છું, કયારની વાટ જોઉં છું, કારણ કે મારી પથારી મેં ફુલડા બિછાવીને કયારની સજાવી રાખી છે!

કારણ:

"વાદળ ચમકી વીજ, "હુદા"ને રાણો સાંભર્યો,
જોતી બેઠી વાટ, આઈ અષાઢી, બીજ!"

કુંવર નામની સોરઠી પ્રેમિકા કારતકથી માંડીને જેઠ સુધીના આઠ આઠ માસનો વિયોગ સહી શકે છે, પણ અષાઢ મહિનો આવે છે, અષાઢી બીજે વાદળાને ગર્જતા અને ગાજતા જૂએ છે, ધરતી પર મેહુલાને તૂટી પડતો નિહાળે છે, ભૂમિને ભીની થતી જૂએ છે, મોરલાને "ટેહૂક" "ટેહૂક"ના ટહૂકા કરતી સાંભળે છે, પપૈયાને "પિયુ" "પિયુ"ના પોકાર કરતી સાંભળે છે અને તે પોતાના પ્રિયતમને મળવા બેચેન બની જાય છે હૃદયને પોતાનો પ્રિયતમ'રાણો' સાંભરે છે.

કેમકે:-

**"એવી આવી ઘોર અંધારી રાત, દમકતી દામિની,**
**ધણી વિનાની મારે, સોળ સેજું શા કામની ?"**

અષાઢની ઘોર અંધારી રાત આવે ત્યારે વિજળીના ચમકારા અને ઝબકારા વિરહિણી સ્ત્રીને ખૂબ ડરાવે ! કારણ જેનો પિયૂ પરદેશ ગયો છે, એવી સ્ત્રી અગર સેજ (પાથરીને) શણગારી રાખે, પોતે શણગાર સજીને તૈયાર રહે, તો પણ તેથી પિયૂ થોડો પાસે આવી જવાનો છે !

**"રાજ મંદિરે દીવડો બળે, ગોખે બિછાવી સેજ;**
**પિયુ સંગાથે પોઢશું દીવડા કર ઘણું તેજ !"**

પોતે સજાવીને તૈયાર રાખેલી પથારીને નિરખી નિરખીને સ્ત્રી કહે છે, મારા શયનગૃહમાં દીવડો બળે છે, ગોખ (બારી) પાસે મેં પથારી પાથરી છે, જ્યાં પિયૂ સાથે પોઢવાની અભિલાષા છે, (પણ દીવડાને ચેતવતી કહે છે,) દીવા ! જોજે વહેલો બુઝાઈ જતો !

આમ વિરહિણી સ્ત્રીના વિયોગ વર્ણનોમાં ભારોભાર શૃંગારરસ વર્ણવાયો છે. રાધાકૃષ્ણના પ્રેમમાં પણ પ્રેમલક્ષણા ભક્તિ રસના ગીતોમાં આવો વિરહ રસ કયાં નથી ?

ઉપર વર્ણવી તેવી લાંબી વિરહ દશાને અંતે જ્યારે પતિપત્નીનું, સાજન સજનીનું પિયુ અને પ્રેયસીનુ પુનર્મિલન થાય છે, ત્યારે કેવો શૃંગાર ગવાયો છે, જુઓ;

**"થંભા થડકે ઘર હસે, ખેલણ લગી ખાટ,**
**લ્યો સજણાં ! અમે આવિયાં, તમે જેની જોતા વાટ !"**

## દુહો સાહિત્યમાં શૃંગાર રસ.

લોક સાહિત્યમાં શૃંગાર રસને વિરહ રસથી એવી રીતે સાંકળી લેવાયો છે કે બન્ને એક બીજાના પૂરક બની રહે છે. જ્યાં જ્યાં શૃંગાર રસ છે, ત્યાં ત્યાં વિરહ રસ માણવા મળે છે.

શૃંગાર રસના વર્ણનકાર પાસે મોટામાં મોટું ભયસ્થાન છે, સુરુચિનો ભંગ, આ ભયસ્થાન માટે સતત જાગૃત રહેનાર લોકકવિ કે લોકસાહિત્યકાર પોતાની મર્યાદામાં રહીને પણ આ રસનો ઉપભોગ કરાવી શકે છે!" લોકસાહિત્ય એ સંઘસાહિત્ય છે. એકલા ઉપભોગની નહિ પણ પ્રકટપણે, સમૂહ વચ્ચે માણવાની સામગ્રી છે, એમ શ્રી મેઘાણીએ ખરું જ કહ્યું છે. એટલે જ તેમાં સુરુચિની મર્યાદા બરોબર જળવાઈ રહે છે.

લોક સાહિત્યમાં જ્યાં જૂઓ ત્યાં ઉપમાઓનો થોકબંધ ઉપયોગ થયો છે. શું કુટુંબજીવનને લગતા ગીતો કે શું સમાજ જીવનને લગતા દુહાઓ. પરણ્યાની પ્રથમ મિલન રાત્રિએ સ્ત્રી-પુરુષના, રાત્રિના પહોરના વિતવા સાથે કેવા કેવા રસોપભોગ સઘન બને છે, તે વર્ણવતા દુહાઓ અને તેમાં સમાએલી ઉપમાઓ જુઓ :

"પહેલો પહોરો રેનરો, . દીવડા ઝાકમઝોળ;
પિયુ કંટાળો કેવડો, અને ધણ કંકુની લોળ!"

પ્રથમ રાત્રિએ સ્રીને કંકુની પુતળી અને પુરૂષને કાંટાળા (સુવાસિત) કેવડા સાથે સરખાવી લોક કવિએ કલ્પનાને કેવી ચગાવી છે?! ઝાકમઝોળ બળતા દીવડામાં રાત્રિનો બીજો પહોર કઈ રીતે વિતે છે?

બીજે પહોરે રેનરો, વધિયાં નેહ, સ્નેહ,
ધણ ત્યાં ધરતી બન રહી, પિયુ અષાઢી મેહ!"

આથી પણ વધુ ઉત્કટ શૃંગારના દુહાઓ ઢોલામારૂની લોકવાર્તામાંથી સાંપડે છે:

"નવાં ભોલ ને ધણ નવી, નવી જવાની નેહ;
પિયુ ઘેર પધારિયાં, મોતી વરસ્યા મેહ!"

બીજો દુહો જુઓ:

"કડચ લળકે કોહાં ઢળે, લળકે લાલ કમાન;
ઢાલાં! ચઢને ઢાલિયે, સારૂ નાની મ જાણ!"

o o o

# ભાવવાહી લોકગીતો રજૂ કરવાની નવી શૈલીના સર્જક યશવંત વ્યાસ



(શ્રી કે. સી. છેડા)

ભાઇશ્રી,

બ્લેવેટસ્કી લૉજ હોલમાં આપના લોકગીતોના કાર્યક્રમમાં મને આમંત્રણ પાઠવવા બદલ અને આપને સાંભળવાની તક આપવા બદલ હું આપનો આભારી છુ. આપે લોકગીતો રજૂ કરવાની જે કલા હસ્તગત કરી છે, તે તદ્દન નવા જ પ્રકારની છે; આપણાં લોકગીતોમાં રહેલા ઉમદા ભાવ, અર્થ અને મર્મને તમે ઉદાહરણ સાથે રજૂ કરી બતાવ્યા. મને ખાત્રી છે કે આજનું આધુનિક સંગીત પણ લોકગીતોના સથવારા વિના પ્રગતિ સાધી શકશે નહીં. લોકગીતોને રજૂ કરવાની આવી સફળતા બદલ મારા અભિનંદન સ્વીકારશો.

—કે. સી. છેડા
(બી. કોમ.)

તા. ૨૮-૧૦-'૬૦



# લોકગીતોનું જન્મ સ્થાન

**વિભાગ ચોથો**

## 'ચારણ કન્યા' કેમ જન્મ્યું ?

(મુંબઈમાં એકસો એકત્રીસ કરતાંય વધુ સભાઓમાં 'લોકસાહિત્ય' વિષે હું બોલ્યો હોઈશ; પણ જ્યાં બોલવા ઊભો થાઉં કે કાં તો ચિઠ્ઠી આવે કે કાં તો કોઈ આવીને કાનમાં કહી જાય કે 'પેલું' 'ચારણ કન્યા' ગીત જરૂર સંભળાવજો હં'!' આ ગીતે એટલી તો લોકપ્રિયતા મેળવી છે કે તે સાંભળતાં જ લોકોના બરડા સીધા થઈ જાય છે અને બહેનો ઊંચું માથું કરીને સામે જોવા માંડે છે! (મતલબ કે બહેનો પણ કાંઈ કાયર નથી હોતી !) આવી અપૂર્વ લોકપ્રિયતા મેળવનાર આ લોકગીતના લેખક છે, સ્વ. મેઘાણી, કવિ શ્રી કાગે, આ ગીતની ઉત્પત્તિ વિષે એક સુંદર વાત કહી હતી, તે લગભગ અક્ષરશઃ નીચે રજૂ કરું છું. આ વિષયના રસિયાઓ અને અભ્યાસીઓ માટે તો તે ખૂબ ઉપયોગી થઈ પડે તેવી છે. —સંપાદક.)

'કવિતા ક્યાંથી સ્ફુરે છે? ગીત ક્યાંથી જન્મે છે? કવિતા કે ગીતમાં શું વ્યક્તિગત પ્રશસ્તિ જરૂરી છે?'

સૌરાષ્ટ્રમાં ગિર પ્રદેશમાં એક વખતે બે કવિ મિત્રો સમી સાંજે ફરવા નીકળ્યાં છે. તુલસીશ્યામના મંદિરની નજીક એક ટેકરા પર આ બન્ને કવિ મિત્રો ઉપર મુજબ કવિતાની ઉત્પત્તિ અને તેમાં વ્યક્તિગત પ્રશસ્તિની ચર્ચાએ ચડયા છે. એક કહે છે, 'કાવ્યમાં વ્યક્તિગત પ્રશસ્તિની વાત ન ખપે!'

બીજો કહે છે, 'ભાઈ, એ કાંઈ કવિના હાથની વાત નથી! કાવ્ય તો અંતરમાંથી સ્ફુરે છે, એ વહેવા માંડે છે, ત્યારે ક્યાંથી વહે છે, કેમ વહે છે, તેનો માર્ગ કેવો છે, તે કાંઈ જોતું નથી! પછી વહેતાં વહેતાં તે વ્યક્તિના ગુણગાન ગાતું હોય કે દેશના વાતાવરણનું વર્ણન

કરતું હોય કે કોઇની શૂરવીરતાને બિરદાવતું હોય! પછી તે સામાન્ય થરના જનસમૂહનું લોકગીત હોય કે મહા કવિનું મહાકાવ્ય!'

ગિરના જંગલમાં ઢળતી સાંજે કાવ્યઉત્પત્તિની આવી 'બારેખમ' વાતો ચાલે છે, ત્યાં જ ગિરના જંગલમાંથી ત્રણ ત્રણ દિવસનો ભૂખ્યો એક સિંહ ફર્લાંગ ફર્લાંગની છલાંગો મારતો, છલાંગે છલાંગે બબ્બે ગાડાં ધૂળ ઉડાડતો પૂરો અગિયાર હાથ લાંબો, કેડે પાતળિયો અને પૂછડે ધજા ફરકાવતો ડાલામથ્થો સાવજ ધસી આવે છે; એને આવતો જોઈ, એની ગર્જનાઓ સાંભળી, વનના પશુઓ નાસભાગ અને દોડાદોડ કરી મૂકે છે. કિકિયારીઓ અને ચિચિયારીઓ સંભળાય છે. પહાડોના પથ્થરો ધ્રૂજી ઉઠે છે અને નદીઓના નીર પણ થંભી જાય છે!

એવે વખતે ગિરના એક નેસડા (કામચલાઉ ગામડા)ને પાદરે એક ચૌદ વરસની ચારણની છોકરી ભેંસ ચારે છે. ગિરના જંગલમાંથી આવેલો સિંહ આ ચારણ કન્યાની ભેંસ પર તરાપ મારે છે. એક જ ઝપાટે ભેંસના ગળા પર જડબું ઘાલી ભેંસનું ચામડું ચીરી નાખે છે, ભેંસ મરી જાય છે. માસના લોચા અને લોહીના ફૂવારા ઉડવા માંડે છે, પણ ચારણની છોકરી આ દૃશ્યથી ડરતી નથી, ગભરાતી નથી, બેબાકળી બનીને બૂમો પાડતી નથી. તે તો તેની કડિયાળી ડાંગ વડે પેલા સિંહ પર તૂટી પડે છે. એકધાર ડાંગના મારથી સિંહ બે ડગલાં પાછો હડે છે, ફરી પાછો મરેલી ભેંસનું માંસ ખાવા અધીરો બની હુમલો કરે છે, ફરી એક વાર ચારણ કન્યા ડાંગથી તેનો સામનો કરે છે, ફરીથી સિંહને ડાંગ લાગતાં તે પાછો હડે છે. આમ ચારણ કન્યાનો અને સિંહનો સંગ્રામ જોઇને ગિરને ટેકરે બેઠેલા બે કવિઓ ચોંકી જાય છે, મદદ માટે ટેકરા પરથી નીચે ઊતરે તે પહેલાં જ ચારણ કન્યા પેલા સિંહને ત્યાંથી પાછો નસાડે છે. સિંહના જડબા પર ડાંગનો માર લાગતા તે પોતાનો ખોરાક એમને એમ મૂકી જીવ બચાવવા નાસી છૂટે છે. આગળ સિંહ અને પાછળ ચારણ કન્યા. આશ્ચર્યચકિત કરે તેવું આ દૃશ્ય જોઈ પેલા

બે કવિઓમાંથી એક કવિના દિલમાં કાવ્યનું ઝરણ ફુટે છે, અને એ શિઘ્ર કવિ, ત્યાં ને ત્યાં જ ચારણ કન્યાની વીરતાનું પ્રશસ્તિ કાવ્ય રચે છે (આ કાવ્ય ઘણું લાંબું હોઈ, તેનો છેલ્લો સાર ભાગ જ આપું છું.)

ચારણ કન્યા ચારણ કન્યા, ચૌદ વર્ષની ચારણ કન્યા.
ચુંદડિયાળી ચારણ કન્યા, શ્વેત સુંવાળી ચારણ કન્યા.
બાળી-ભોળી ચારણ કન્યા, લાલ હીંગોળી ચારણ કન્યા,
ઝાડ ચડંતી ચારણ કન્યા, પહાડ ઘૂમંતી, ચારણ કન્યા.
જોબનવંતી, ચારણ કન્યા, આગ ઝરંતી ચારણ કન્યા.
નેસ નિવાસી, ચારણ કન્યા, જગદંબા શી ચારણ કન્યા.
ડાંગ ઉઠાવે, ચારણ કન્યા, ત્રાડ ગજાવે ચારણ કન્યા.
હાથ હિલોળી ચારણ કન્યા પાછળ દોડી ચારણ કન્યા.

ચારણ કન્યા અને સિંહની લડાઇના પરિણામે :-

ભયથી ભાગ્યો,
સિંહણ તારો ભડવીર ભાગ્યો, રણ મેલીને કાયર ભાગ્યો,
ડુંગરનો રમનારો ભાગ્યો, હાથીનો હણનારો ભાગ્યો,
જોગીનાથ જટાળો ભાગ્યો, મોટો વીર મૂછાળો ભાગ્યો,
નર થઈ નારીથી ભાગ્યો, નાનકડી છોડીથી ભાગ્યો!

('વેણીના ફુલ'માંથી સાભાર.)

આ ગીતના રચયિતા હતા, કવિ રાષ્ટ્રશાયર સ્વર્ગસ્થ ઝવેરચંદ મેઘાણી. તેમણે ચૌદ વર્ષની ચારણની છોકરીના હાથે પરાજીત પામીને ગિરના સિંહને ઉભી પૂંછડીએ નાસતો જોયો, અને તેમનું કવિ હૃદય મુંગુ રહી શક્યું નહીં! કાવ્યઝરણું જે પ્રેરણા લઇ ફૂટયું તે વહ્યું, તેને વહેવા દીધું. પછી તેમાં ચારણકન્યા જેવી એક સામાન્ય યુવતીની પ્રશસ્તિ હતી, છતાં તેને રોકયું નહીં. આ કાવ્ય મેઘાણી ત્યાં તે ગ્રંથ નિહાળીને જ બોલી ગયા, તેમની બાજુમાં જ બેઠેલા કવિ મિત્ર શ્રી. દુલાભાઇ કાગ, મેઘાણીનું કાવ્ય પૂરૂં થતાં જ બોલ્યા, "મેઘાણી ભાઇ! તમે થોડી વાર

પહેલાં જ કહેતા હતા ને કે કવિતામાં કે ગીતમાં વ્યક્તિગત પ્રશસ્તિ ન શોભે ! હવે કેમ ચારણ કન્યા જેવી સામાન્ય યુવતીના ગુણગાન તમે ગાવા માંડયા ? અને તેના પર કાવ્ય રચવા માંડયા ?"

મેઘાણી કવિ કાગના પ્રશ્નના ઉત્તરમાં બોલ્યાઃ "ભાઇ ! ખરૂં છે, કવિનું દિલ તો રેડિયો જેવું છે, રેડિયો પોતે બોલતો નથી. બોલનારો તો બીજો "કયાંકથી" બોલતો હોય છે' (મતલબ કે કવિને જ્યાંથી પ્રેરણા મળે ત્યાંથી તે પોતાના કાવ્યની કથાવસ્તુ પસંદ કરી કાવ્ય રચવા માંડે છે પછી તે પોતે તેને સિદ્ધાંતથી રોકવા માંડે કે નિયમોથી બાંધવા માંડે તો તે તેમ કરી શકતો નથી !)

લોકગીતોનું પણ આવું જ છે ! લોકગીતોમાં ઘણે સ્થળે કચાશ હશે, ઘણે સ્થળે ખામીઓ હશે પણ તે જ્યારે રચાયા, ત્યારે તેના રચનારા સમૂદાયે તેને વ્યાકરણના કે ઈ નિયમોથી કે કાવ્યના કોઈ શાસ્ત્રથી તપાસીને નહોતા લખ્યા ! લોકહૃદયને શ્રમ કરતાં કરતાં કે હરતાં ફરતાં, વાર તહેવારે કે ઉત્સવમાં પર્વમાં ગાવાનું મન થયું અને તેમણે ગાવા માંડયું ! કોઈ મેળામાં કે કોઈ ચાંદની રાતના રાસમાં સમુહમાંથી જે ગીતો ગવાયા, તે લોકગીતોમાંથી પણ ઘણાં ખરા આમ જ સર્જાયા છે. કારણ કે મોટા ભાગના લોકગીતો સર્જાયા ત્યારે તેને લખી લેવા માટે ત્યાં કાગળ કે કલમ હાજર ન હતા ! આવુ એક લોકગીત જોઈએ

'ચાંદો ઉગ્યો ચોકમાં, ઘાયલ, ચાંદો ઉગ્યો ચોકમાં !
એ ય વાલિડા ! હરણું આથમીરે,
હાલાર શે'રમાં અરજણિયા, ચાંદો ઉગ્યો ચોકમાં.

પોતાના પ્રેમીને ઉપમા આપવા માટે કશોય વિચાર કર્યા વિના સ્ત્રીએ તેને "ઘાયલ" કહ્યો ! આજે પણ કવિઓ પોતાને "ઘાયલ" કહેવરાવતાં ગૌરવ અનુભવે છે ! અને "ઘાયલ" થયા સિવાય કાંઇ થોડા

પ્રણયગીતો સર્જાય છે? આજના મોટા ભાગના કાવ્યો, ગીતો કે શાયરીમાંથી "પ્રેમ"ને કાઢી લ્યો તો બીજા વિષય પર રચાયેલાં કાવ્યો, ગીતો, (ગુજરાતી) સાહિત્યમાં કેટલાં?

**ઝાંપે તારી ઝૂંપડી, ઘાયલ, ઝાંપે તારી ઝૂંપડી!**
**આવતાં-જાતાંનો નેડો લાગ્યો રે અરજણિયાં!**
**ચાંદો ઉગ્યો ચોકમાં...!**

પ્રેમનો જન્મ કેમ થયો? મુલાકાતોથી? ના, પ્રથમ તો પરસ્પરને જોવાથી. એક વાર, બે વાર, વધુ વાર! કવિ કાલિદાસના "શાકુન્તલ"માં પણ શકુન્તલાની આંખો જોઈને અને રૂપ જોઈને જ દુષ્યન્ત આકર્ષાયો ને? એમ એ દ્રષ્ટિમિલન જ પ્રેમનું પ્રથમ પગથું હશે ને! શું શિષ્ટ સાહિત્ય કે શું લોક-સાહિત્ય તેના "જન્મસ્થાન" તો સરખાં જ છે!

**"લોકસાહિત્ય અને શિષ્ટ સાહિત્ય બન્ને એક જ માના બે બાળકો જેવાં છે! એકને સુંદર કપડાં પહેરવા મળ્યાં, સારું વાતાવરણ (ઉછરવા માટે) મળ્યું જ્યારે બીજું મનફાવે તેમ મેલાઘેલા કપડાં પહેરી, ધૂળિયા વાતાવરણમાં ઉછર્યું. તેથી કંઈ પહેલું (શિષ્ટ સાહિત્ય) વ્હાલું, અને લોકસાહિત્ય અળખામણું છે એમ માનવાની જરાય જરૂર નથી! બન્ને સરખાં જ છે અને સરખું જ સ્થાન મળવું જોઈએ."**

*

## લોકસાહિત્ય સર્જનારા....

### રાજા પાછળ દોડેલી નદી!

મુંબઈના ઘણા લત્તાઓમાં પાણીની ખૂમ ઉઠી છે. પાણીના એક એક ઘડા માટે આખી આખી રાત ચિંતામાં પસાર કરવી પડે છે, ત્યારે મુંબઈગરાઓને પાણીના મૂલ્ય હવે સમજાવા માંડયા છે. પાણી છે, તો જીવન છે. પાણી છે, તો અન્ન છે!

કાઠિયાવાડમાં ગોહિલવાડમાં સાવરકુંડલા નામે ગામ આવેલું છે. આ ગામનો ગરાસ બહારવટિયા જોગીદાસ ખૂમાણના વડવાઓ ખાતા, પણ ભાવનગરના વજેસિંગ મહારાજને આ ન ગમ્યું એટલે 'ગરાસ' આંચકી લીધો અને પરિણામે જોગીદાસ ખૂમાણને બહારવટું ખેડવું પડયું.

સોરઠી બહારવટિયાઓમાં કોઇને જીત મળી નથી, કોઇ બહારવટિયો પોતાનો ઉદ્દેશ પાર પાડીને શાંતિથી જીવી શકયો નથી. એક માત્ર જોગીદાસ ખૂમાણનું બહારવટું સફળ થયું છે. તેના બહારવટાને અંતે ભાવનગર નરેશ કહે છે, "જોગીદાસ, માગી લ્યો, જે માગો તે આપું—પહેલું તો કુંડલા જ! જેને માટે તમે બહારવટું ખેડયું!"

જોગીદાસ બોલ્યો, "મહારાજ! હવે એ કુંડલા ન ખપે! કેમકે તેને મેળવવા માટે સીત્તેર સીત્તેર નિર્દોષ માનવીઓના ખૂન કરવા પડયા!" જોગીદાસના હાથમાં રૂદ્રાક્ષની માળા ફરતી હતી! "જય સૂરજદાદા! જય સૂરજદાદા"નો જાપ ચાલતો હતો!

અને આ બહારવટિયાને ભાવનગર નરેશે પોતાની ગાદીમાં પડખે જગા કરીને સાથોસાથ બેસાડયો!

એ જોગીદાસ ખૂમાણના નામ સાથે જોડાએલું સાવરકુંડલા, અને તેના પાદરેથી વહેતી નાવલી નદીના નીરનો નાનકડો ઇતિહાસ લોકજીભે પેઢી દર પેઢી કહેવાતો આવે છે.

આજે પણ દર ત્રણચાર વર્ષે એકાદ વરસ તો કચ્છ કાઠિયાવાડમાં, એવું જ જાય છે કે જ્યારે 'પાણી પાણી'ના પોકારો સંભળાય છે. કયારેક કયારેક તો કાઠિયાવાડની શૌર્યભીની ધરતી પાણી વિના લૂખ્ખી અને સૂકી ભાસવા માંડે છે!

સાવરકુંડલાને પાદરેથી વહેતી નાવલી નદી પણ, એક વખત એવો હતો કે, જ્યારે ચૈત્ર વૈશાખમાં કોરી કડાક થઇ જતી. લૂખ્ખા સૂકા કાળમીંઢ પથ્થરો માનવીઓની નજર સામે ભોંકાતા અને આશ્ચર્યની વાત

'વાત તો એ છે કે કાઠિયાવાડમાં લગ્નની મોસમ પણ વૈશાખ—જેઠના કડકડતા તાપમાં જ આવે છે.

આમ એક વખત સાવરકુંડલાને પાદર એક સાથે અગિયાર જાનો પરગામથી આવી પહોંચી. ચૈત્ર–વૈશાખના તડકાં તો આકાશમાંથી આગ વરસાવે, બરોબર એ જ વખતે નાવલી નદીના પાણી સુકાયા. પાણી પાણીના પોકારોએ તો લોકોના ગળા સૂકાવી દીધા. જાનનું સામૈયું કરવા કોઇ જાય નહીં! માંડવા સૂના, માર્ગો વેરાન, અને લોકો પરેશાન!

લોકોએ જઇને ફરિયાદ કરી, રાજા સોમેશ્વર કોટિલાને. પ્રજાપાલક રાજા સોમેશ્વર મુંઝાયો. પાણી લાવવું કયાંથી? વૈશાખ–જેઠમાં પાણી કઈ નદીમાં હોય? પણ પ્રજાને પાણી વિના ટળવળતી જોઇને રાજા મહેલમાં રહી શકયો નહીં! પોતાને ગામ આવેલી જાનો અને તેના કોડભર્યા વરરાજાઓ શું પાણીની અછતે જ પાછા જશે? તેને તેની કુળદેવી મા ખોડિયાર સાંભર્યાં. સાવરકુંડલાની દક્ષિણે લગભગ એકાદ ગાઉ (બે માઈલ) છેટે આ દેવીનું સ્થાનક (મંદિર). સોમેશ્વર રાજાને પોતાની કુળદેવી સાંભરતાં જ ઉપડયો. ઘોડી પલાણીને ખુલ્લી તલ્વારે આવી પહોંચ્યો માતા ખોડીયારને સ્થાનકે.

સૂરજ આથમી ગયો, કાળી ડિબાંગ રાતના અંધારા ધરતી પર પથરાઈ ગયા. "મા! મા! મા!" કહેતો'ક સોમેશ્વર કોટિલો રાજા ખૂલ્લી તલ્વારે બોલ્યો,

"આફત વેળા આવતાં,
(મેં તો) અવર માગ્યું ના;
(આજ) તરસ્યાને જળ પા,
તું ગંગા અમારા ગામની!"

હે મા, 'ગંગા'! (નાવલી) નદી, મારા પર આફત આવી ત્યારે મેં કાંઈ માંગ્યું નથી. મારા સ્વાર્થ માટે મેં તારી પાસેથી કાંઈ ઇચ્છયું

નથી, પણ આજે જ્યારે લોકો ઉપર આફત આવી છે ત્યારે તારી પાસે ભીખ માગુ છું કે, અમારા ગામને પાણી આપ! આમ કહીને બીજો દુહો લલકાર્યો,

"મન મહેરામણ, દલ દધિ,
(તારી) નજરૂં મેરૂ પાર;
અમ જીવતરનો આધાર,
તું ગંગા અમારા ગામની!"

અમારા ગામની ગંગા નદી, (નાવલી) તારૂં મન સમુદ્ર જેટલું વિશાળ અને ઉદાર છે, તું તો અમારા જીવનનો આધાર છે, તો પછી અમને પાણી વિના શાને ટળવળાવે છે?

રાજાએ કરગરતા કંઠે ત્રીજો દુહો લલકાર્યો:

આવ્યા તારે આશરે,
અમે આશા લઈને કોઈ;
તારા ઉરને ઉજળાં જોઈ
નામે તારા નાવલી!

નાવલી મા, તારી પાસે અમે સૌ આશા લઇને આવ્યા છીએ, તારા હૈયાને ઓળખીને અમે આવ્યા છીએ; તો અમને નિરાશ નહિ કરતી!

આમ કહીને સોમેશ્વર કોટિલાએ પોતાની જ તલ્વાર પોતાના માથા પર ઉગામી. તલ્વારની ધારના તેજીલા કિરણો અંધારી રાતને પણ અજવાળી રહ્યા. વાતાવરણ ભયંકર બની ગયું. "મા! મા! મા!"ના નાદથી વાતાવરણ ગૂંજી ઉઠ્યું અને બરોબર એજ વખતે આકાશવાણી જેવો અવાજ સંભળાયો: "સબૂર! સુમરા–સબૂર! તારા જેવા પ્રજાપાલક રાજવીને મરવા દેવાય નહીં! ઊભો થા! ઉઠ, ઘોડી પલાણ, દોડાવી જા, જ્યાં સુધી દોડાવાય ત્યાં સુધી! તારામાં શક્તિ હોય ત્યાં સુધી, દોડાવ! જેટલે દૂર જ્યાં સુધી તારી ઘોડી દોડશે ત્યાં સુધી નાવલી નદીમાં બારે માસ પાણી છલકાશે, ચૈત્ર–વૈશાખના કોઈ તાપ એને સૂકવી શકશે નહીં,

જા! પણ ધ્યાન રાખજે, જ્યાં પાછું વળીને જોઈશ ત્યાં નદીનાં પાણી સુકાઈ જશે! ઉઠ-ઊભો થા!"

અને સોમેશ્વર તલવાર મ્યાન કરીને ઊભો થયો. ઘોડી પર સવાર થઈને ઉપડ્યો. જાણે ચારે પગે ઘોડી ઉપડી. પાછળ પાણીના પૂર ઉમટયા, આગળ ઘોડી અને પાછળ જાણે સમુદ્ર ઘૂઘવતો હોય એમ નાવલી નદીના પાણીના પૂરના લોઢ ઉછળતા ધસી આવ્યા! આમ ને આમ લગભગ એકાદ ગાઉ રાજા ઘોડી હાંકી ગયો. દૂરથી પોતાના ગામનું પાદર દેખાયું. ગામ કુંડલાને પાદર જનેતાઓના મોં પર તેણે હરખ પારખ્યો અને ખાત્રી થઈ કે પાણી ઉમટતા આવે છે, ઉછળતા આવે છે, ઘૂઘવતા આવે છે. પાણીના પૂરને જોઈને ગામના લોકો દોડી આવ્યા, તેમણે ઢોલ અને ત્રાંસાં વગાડ્યાં, લગ્નના ઉત્સવની મૂંઝી શરણાઈઓ ગહેંકી ઉઠી આખું ગામ ભેગું થઈ ગયું. ઢોલીની દાંડી વધુ જોરથી ટીપાવા માંડી અને શરણાઈના સૂર વધુ તીણા અને તીવ્ર થવા માંડયા. ઢોલ શરણાઈના સૂરો સાંભળીને ઘોડી ભડકી, ઊભી રહી ગઈ, રાજાએ ગામ લોકોને ચેતવવા પાછળ પીઠ ફેરવી કહ્યું: "થોભો!" અને એજ પળે નદીના ઘૂઘવતા પાણી સર્પની જેમ જમીનમાં જાણે સમાઈ ગયા! રાજાને પેલી શરતનું ભાન ન રહ્યું!

અને રાજા ઘોડી ઉપરથી ઉતરી ગયો, માથે હાથ દઈને બોલ્યો, "મારા જેવો અભાગિયો કોણ હશે!" પાદર સુધી લાવેલી ગંગા-(નાવલીના પાણી) ગામને સીમાડે જ સમાઈ જશે, એવું કોણે ધાર્યું હતું?..." એની આંખમાંથી બોર બોર જેવડાં આંસુ સરી પડ્યા. પ્રભાતના પ્રથમ કિરણોમાં આ આંસુ જાણે સાચા મોતીની જેમ ઝળૂક્યા!

રાજા સોમેશ્વરને રોતો રોકીને એક ચારણ આ પ્રમાણે દુહો બોલ્યો:

"ભગીરથ જાચ્યે બોળિયો,
ગંગા વહેવા કાજ;
તું તો એકલ હાથે ઝૂઝીયો,
'નાવલી' લેવા આજ!

રાજા ભગીરથે ગંગાને જમીન પર ઉતારવા માટે ભોળા શંભુ શંકરને રિઝવ્યા, જ્યારે તું તો નાવલી નદીમાં નીર લાવવા કાજે એકલે હાથે ઝઝૂમ્યો! શાબાશ! પ્રજાપાલક, તને ધન્ય છે!

આજે પણ સાવરકુંડલાની દક્ષિણેથી નાવલી નદી વહી જાય છે. તે ખોડિયારના સ્થાનકેથી નીકળે છે, અને કુંડલાની ઉત્તરે એકાદ ગાઉના પટ સુધી નદીના પાણી બારે માસ સરખા ઉભરાતા વહે છે. કાળ દુકાળે પણ સૂકાતા નથી! ચમત્કારિક ઘટના એ છે કે એકાદ ગાઉના પટ સિવાય આ નદીમા પાણી શિયાળે પણ સૂકાઈ જાય છે!

° ° °

ગુજરાતનો દરિયાકાંઠો અને સૌરાષ્ટ્રનો સાગર કિનારો, જૂઓ તો ખરા, કુદરતે જ જે ધરતીને વ્હાલથી બે હાથમાં ઝીલવા સમુદ્રને ચોવીસે કલાક ઉછળતો રાખ્યો છે, એ ધરતીનું વર્ણન માત્ર ચાર જ પંક્તિમાં કવિશ્રી ત્રિભુવન ગૌરીશંકર વ્યાસે આ રીતે કર્યું છે...

"ભક્તિને શૌર્યના રંગે રોળાઈ જ્યાં
ગુર્જરી ગુણ ગંભીર ગીરા,
ગીત સાગર મહીં, મસ્ત એ મલપતી,
અલપતી મધુર આલાપ ધીરા,
ગીર ગૌરંભ ગાંડી જહાં નેસમાં,
ખળકતી દૂધની પિયૂષ ઝરણી;
ભારતી ભોમની વંદુ તનયા વડી,
ધન્ય હો! ધન્ય સૌરાષ્ટ્ર ધરણી!..."

## સાગર ખેડૂઓની સહચરીઓ....

એ ધરતીના છોરૂ જે એક જમાનામાં દરિયો ખેડતા, સાગરને ખોળે પોતાનું જીવન સોંપી દેતા,...એમના કુટુંબમાં કેવી સ્ત્રીઓ હતી? પતિ

વિદાય થયા પછી અનિમેષ નયને કાં તો સમુદ્ર સામે જોયા કરતી અને કાં તો "એ આવશે કે નહીં આવે?" એવી શંકા સાથે દિવસો ગણ્યા કરતી! એવી અભણ, અશિક્ષિત નારીઓના જીવનમાંથી જે લોકગીતો રચાયા, તેમાંય કેટલો ઊંડો મર્મ હતો!! તેમાંય લાગણીનું કેવું લાલનપાલન હતું! શબ્દો ય કેવા અર્થ ગંભીર હતા!... લોકગીતો ગાનારો આ વર્ગ પણ હતો. લોકસાહિત્ય સર્જનારા આ પરિબળો પણ હતા; તેનું એક જ દૃષ્ટાંત બસ થઈ પડશે...

દિવાળીના દિવસોમાં કોઈ ઘર આંગણે દીવાઓની હારમાળા શોભી ઉઠતી હોય એવા બંદરના દીવાઓથી ઝગઝમતો કાઠિયાવાડનો સાગર કિનારો, આ સાગર કિનારેથી કાઠિયાવાડના સાગર ખેડૂઓ દરિયાપાર વેપાર અર્થે જતા, તેમાં કોઈ ખારવા, કોઈ નાવિક, કોઈ ખલાસી, કોઇ વેપારી તો કોઈ દરિયો ખેડતા સાહસિકો હતા. દૂરદૂર દેશાવરમાં સૌરાષ્ટ્ર અને કચ્છના નાવિકો પોતાના વહાણ વેપાર અર્થે લઇ જતા, તેમાંના કેટલાંક તો કયારેક પાછા પણ ન આવતા! જીવનની સલામતી માટે તેમની વિરહીણી સ્ત્રીઓ, સાગરને કિનારે બેઠી બેઠી સાગરરાજને વિનવની કે પ્રાર્થના કરતી.

કારતક માસથી જેઠ માસ સુધી દૂર દેશાવરમાં અને દરિયાની સપાટી પર જ જીવન ગુજારતા આવા ખલાસીઓ કે ખારવાઓ ચોમાસાના ચાર માસ પોતાને ઘેર આવતા. આઠ આઠ માસના વિજોગને અંતે જ્યારે દેશપરદેશથી આવતા વેપારી વહાણોમાં પોતાના પિયુને ન નિહાળતી, ત્યારે દરિયાલાલ પાસે પોતાની ફરિયાદ રૂપે આવું લોક ગીત ગાતીઃ

"આવ્યા આવ્યા રે કાંઈ વિલાત્ત કેરા વહાણ જો;
ના'વ્યા રે નાવલિયા તારા નાવડા રે.
આભે ફરફરે જેમ ઉંચા કૂવાના શઢ જો;
એવા આ થથરે છે મારા કાળજા રે!

હવામાં ફડફડ કરતા ફરકતા શઢની સાથે પોતાના કાળજાના ફફડાટની સરખામણી કેવી સુયોગ્ય લાગે છે!

નથી ઉકલતાં બીજા ઘરના કામ જો;
આઠ આઠ માસના દીધા વાયદા રે.'
ઉત્તર-દખ્ખણના વાયરા ભેંકારી વાય જો,
દલ રે દાવાનળ સળગીયાં રે.'

સુનો શાંત સાગર કિનારો, એ સાગર કિનારે ગણ્યાંગાંઠયાં નાવિકોની, માલમોની, ખારવાઓની કે ખલાસી દરિયા ખેડુઓની ઝૂંપડી, એમાં અષાઢ મહિનાની કાળી રાત્રી સુધી સ્ત્રીનો પરણ્યો પાછો આવતો નહીં, ત્યારે એ અભણ, અશિક્ષિત સ્ત્રી સાગર રાણા પાસે બેસીને પોતાના પતિ વિષે ફરિયાદ કરતી! પોતાની વિરહ-વ્યાકુળતાની પરિસ્થિતિ વર્ણવતી અને કહેતી કે, હે દરિયાલાલ, ઉત્તર દક્ષિણના વાયરા હવે હૈયું વીંધે છે. અને દિલમાં દાવાનળ સળગાવે છે! ઠેઠ વિલાયત (ઇંગ્લેન્ડ) સુધી ગએલા વહાણો આવી ગયા છતાં મારા પિયુનું નાવ કાં હજી ન આવ્યું?

"પરણ્યો મારો રૂડો રૂપાળો કાન જો;
એની રાધા, અહીં જુએ છે વાટડી રે.
ખોળો પાથરીને વિનવું દરિયાલાલ જો;
રક્ષા કરજો મારા કંથની રે!'

અને છેલ્લે,

"ચૂંદડી ને નારિયેળ લઈને પૂજશું સાથ જો
પૂનમે ચઢાવશું દરિયાદેવ તમને...!"

હે!. દરિયા દેવ, મારા સ્વામીને સુખરૂપ પાછો સ્વદેશ પહોંચાડશો તો અમે બન્ને (પતિ-પત્ની) તમારી પૂજા નારિયેળથી કરશું અને સાથે તમને ચૂંદડી ભેટ ધરશું!"

આજે પણ આપણે જોઇએ છીએ કે નારિયેળી પૂનમે, (શ્રાવણ સુદ પૂનમે) આપણે ત્યાં નારિયેળ દરિયામાં પધરાવવાનો રિવાજ છે.

આમ પરદેશ દરિયાપાર-ગએલા પતિને સંબોધીને ગવાતા ઘણાં લોકગીતો આપણે ત્યાં છે.

* વા વાયા ને વાદળ ઉમટયાં,
મધ દરિયે ડુલેરા વા'ણ,
મોરલી વાગે છે.
હાલાર દેશના કાંઈ હાથીડા
આવ્યા અમારે દેશ,
મોરલી વાગે છે.
છેલછોગાળો હોય તો મૂલવે,
ડોલરિયો દરિયા પાર!
મોરલી વાગે છે"........

પરદેશ ગએલા પિયુની ગેરહાજરીમાં કોઈ શાહસોદાગર માલ-પોઠ લઇને આવતો, તો તેની પત્ની કહેતી "છેલ છોગાળો (પોતાના પિયુને કેવા સરસ નામથી સંબોધે છે ?) તો પરદેશ ગયો છે, એ હોય તો માલ સામાનના તો શું, 'હાથીડાના પણ મૂલ' (કિંમત) કરે! પણ ડોલરિયો (પિયુ) તો દરિયાપાર સિધાવ્યો છે! એવા પિયુને પોતાનો સંદેશો પહોંચાડનાર કોઇ ખેપિયા કે ટપાલીઓ તો એ જમાનામાં હતા નહીં, એટલે.

"કુંજલડી રે, સંદેશો અમારો,
જઈને વાલમજીને કે'જો રે,
પ્રીતિ-કાંઠાના અમે પંખીડા,
પ્રીતમ સાગર વિણ સુનાજી રે!"..........

પિયુના વિરહમાં ઝૂરતી સ્ત્રીના હૃદયનો આ ભાવ કેવો દર્દભર્યો છે! કાંઠે ફરનારા અમે પંખીડા ખરા, પણ સાગર સમા પ્રીતમ વિના અમે સુના હો! અને આથી ય વધુ દર્દનાક સંદેશો સાંભળો :-

"જેમ સૂકાય તારી જાઈનું ફુલ,
મારા વા'લાજી રે,
એમ તારી ગોરાંદે કરમાય,
જઈને કહેજો મારા
વા'લા'જી ને રે!"..........

વિરહિણી સ્ત્રી પોતાની જાતને જૂઇના ફુલ સાથે સરખાવીને કહે છેઃ હવે તો તમે વિદેશથી નહીં આવો તો હું જૂઇના ફુલની જેમ કરમાઇ જઇશ અને સામાન્ય વાયરાને દેખતાં જેના ચિત્તમાં ચિંતા પેસે છે એવી સ્રીના હૃદયનું આ ગીત જૂઓ.

"મારી નાવડી પડી રે મઝધાર,
વાયરા કયાંથી આવ્યો?
મારો પિયુ ગયો પરદેશ,
કે વાયરા કયાંથી આવ્યો?
મારા બાલુડા પોઢયા ખોળામાંય
વાયરા કયાંથી આવ્યો?
મારા કુણાં કાળજડાં ફફડે
કે વાયરા કયાંથી આવ્યો?

અંધારી રાત, સુનો સાગર કિનારો તોફાની હવા, પિયુ વિના, ટળવળતી સ્ત્રી અને તેના ખોળે પોઢેલાં-નાનકડાં બાળકો એવી સ્ત્રી જ્યારે દરિયાપાર ગએલા પોતાના પિયુના આગમનની રાહ જોતી સાગર સામે

મીટ માંડીને કિનારે બેઠી બેઠી વિનવણીઓ કરતી હોય, કરગરતી હોય, ત્યારે એ સ્ત્રીનું પણ જીવન કેવું અંધકારભર્યું અને ભાવિ પણ કેવું અનિશ્ચિત લાગે ?...

આપણાં લોક ગીતોએ આ ભાવ પોતાનામાં ઝીલ્યા છે, સંઘર્યો છે અને લોક જીભે રમતા કર્યા છે.

o . o •

## 'પદમણી'ની શોધમાં !

સૌરાષ્ટ્રના સાગર કિનારાનું એક ગામડું. ગામડા ગામમાં એક દિવસ ભાભીએ રાંધેલી રસોઇ દિયર જમવા બેઠો છે. તે દિવસે કોઇ કારણસર ભાભીનું ધ્યાન રાંધવામાં જરા ઓછું લાગતું એટલે ભાભીએ ભૂલથી દાળમાં મીઠું બે વાર નાંખેલું અને શાકમાં મીઠું નાખવાનું જ ભૂલી ગએલી ! લાડકો દિયર જમવા બેઠો અને મોંમાં કોળિયો મૂકતાં જ થાળી હડસેલીને ઊભો થઈ ગયો

ખિજાઈ ને ભાભીને કહે "આ શું ? ભાભી, તમે આવી ખારી મોળી રસોઇ રાંધો છો, તે તમારું ધ્યાન રસોઈ કરતાં કયાં હોય છે ?"

"ઓહોહોહો !" ભાભીએ છણકો કરતાં મેણું માર્યું : "બહુ રોફ મારા પર શાના કરો છો ? હજી તો મોટાભાઇના 'રાજ'માં છો એ ન વિસરતા ! બહુ ચટાકેદાર રસોઇ જમવાનો શોખ હોય તો લઇ આવોને કોઇ પદમણી (પદ્મિની) નાર ! પછી રોજ જમોને, બત્રીસ ભોજન ને તેત્રીસ શાક !"

દિયર લાડકો ખરો પણ મિજાજનો ફાટેલ ! ઉપડ્યો તે તો-દરિયા કિનારે-હોડી ભાડે કરીને, પદમણી સ્ત્રી લેવા ! ભાભીએ વર્ણવેલી એવી-!

જઇને નાવિકને કહેવા માંડયો.

એ લોકગીત :—

નાવિક! મોટા હલેસાં તું માર,
જાવું મારે મધદરિયાની પાર!
જાવું મારે મધદરિયાની પાર!
મેણું માર્યું, મારી ભાભલડિયે,
'લઈ આવો ગુણવંતી નાર,'
ઈ રે કાજે, મારે જાવું સિંહલદ્વીપ,
લેવા પદમણી નાર!
નાવિક મોટા! હલેસાં તું માર...૧.
આવે ભલે લાખ આંધી તૂફાનો,
તેનાથી નહિ ડરનાર,
એવા તૂફાનોની સામે તરીને
મંઝિલે મારી પહોંચનાર!...
નાવિક! મોટા હલેસાં તું માર...૨.
કેસરલીના! તમે જીવો ભાભલડી!
સાચો મારગ ચીંધનાર,
મેણું મારીને મતિ સુધારી તમે!
ખોલ્યાં જીવનના દ્વાર!...
નાવિક! મોટા હલેસાં તું માર!...૩.



# લોકગીતોમાં કુટુંબજીવન



## વિભાગ ૫ મો

## જન્મથી લગ્ન સુધીના લોકગીતો

આપણાં કુટુંબજીવનમાંથી જ સૌ પ્રથમ લોકગીતો જન્મ્યાં છે; એમ કહું તો પણ તેમાં કશું ખોટું નથી, મા બાળકને ઘોડિયામાં હિંચોળતી હોય ત્યારથી બાળક નિશાળે જતો થાય, જુવાન થાય, સંસાર માંડી ગૃહસ્થ બને અને અંતે મૃત્યુ પછી સ્મશાને પહોંચે ત્યાં સુધી 'લોકગીત' માનવીની સાથે જ રહે છે! આપણાં હાલરડાં જૂઓ:

"મારો ભાઈ તો ડાહ્યો,<br>
ને પાટલે બેસી નાહ્યો;<br>
પાટલો ગયો ખસી<br>
ને ભાઈ ઊઠયા હસી!"

કાણે નહિ સાભળ્યુ હોય ?

રે મા! રે મા રે ભાઈ!
સૂઈ જા? સૂઈ જા રે ભાઈ?
બારણે બેઠું છે, હાઉ!
બેઠું બેઠું બોલે છે, "ખાઉં"
ખાધા વિના હું નહિ જાઉં!"

બાળક સમજતુ થયું, ત્યારે માતાના આ હાલરડાનો જવાબ માગતુ પણ થયુ!

"માડી! મને 'હાઉ' બતાવ?
માડી? મને ઘોઘર બતાવ?
'હાઉ'ની પાછળ હું જઈશ,
'હાઉ' મારીને પાછો ફરીશ!"

નાની સરખી આ વાત! પણ કેવો ગભીર ઈશારો કરી જાય છે? બાળક સમજણુ થાય છે એટલે પછી 'હાઉ', 'ઘોઘર' કે 'ભૂત'ના ભયથી ડરતુ નથી! જ્યા જ્ઞાન છે, ત્યા ભય નથી!

નાની બાલિકાઓના લોકગીતોમા પણ કેવુ અર્થ ગાભીર્ય સમાયુ હોય છે? ચોમાસાના દિવસોમા આવતા જુવારા વ્રતના તહેવારોમા જે લોકગીતો ગવાયા છે, તે પણ કેવા ભાવભર્યાં, અર્થ ગભીર અને હૃદયસ્પર્શી હોય છે! દાખના તરીકે —

"ગોર્યમાનો વર કેસરિયો, ને
નદીએ ન્હાવા જાય રે!
પગે પિત્તળીયા પાવડી ને,
ઠમ ઠમ કરતો જાય રે!

માથે મેલી પાઘડી, ને
પગમાં પહેરી મોજડી,
છાંયો જોતો જાય રે,
ગોર્યમાંનો વર કેસરિયો,
ને નદીએ ન્હાવા જાય રે!

ગોર્યમાના વરનું કેવું ગતિશીલ શબ્દચિત્ર! અને સાથે સાથે કુમારિકાની અંતર ઇચ્છા વ્યકત કરતું આ ગીત:

ગોર્ય મા! ગોર્ય મા! રે
સાસુ દેજો સવાદિયા,
ગોર્ય મા! ગોર્ય મા! રે,
સસરા દેજો ભૂખાળવા
ગોર્ય મા! ગોર્ય માં! રે,
કંથ દેજો કહ્યાગરા!

આજે સમય પલટાયો હશે, પણ પ્રસંગ પાછળની ભાવના નથી પલટાઇ! આજે પણ કુમારિકાઓ પતિની પસંદગી વખતે, 'કહ્યાગરો કંથ' પોતાને મળે એવું મનમાં નહિ ઇચ્છતી હોય શું!

—અથવા ઘરડા કે બીજવરને માબાપની ઇચ્છાનુસાર, લાચાર બનીને પરણતી કન્યા પોતાની 'ગોરમા'ને ફરિયાદ કરતી ગાય છે:

"ગોરમા! ઘરડો તે ભરથાર,
આપ્યો મુજને રે લોલ.
ગોરમા! ધિક્ક કિધો અવતાર,
તુજને શું કહું રે લોલ.

ગોર્યમા ! લોભી મારો બાપ,
કે મા મારી પાપણી રે લોલ.
ગોર્યમા ! લાગ્યો તારો શ્રાપ,
કે સેજ મારી સાપણી રે લોલ.
ગોર્યમા ! હું રે નાનું બાળ,
કે વર મારો બુઢિયો રે લોલ.
ગોર્યમા ! સોળ વરસની હું,
કે એને એંશી થયા રે લોલ.
ગોર્યમા ! રજનિ રમવા નિસરૂં,
કે આંજી આંખડી રે લોલ.
ગોર્યમા ! મારીશ કરતો બોલે,
કે કર ઝાલી લાકડી રે લોલ !

નિર્દોષ નાની બાલિકાઓના, લગ્નની પવિત્ર વેદીને નામે. વૃદ્ધો સાથે લગ્નો કરાવીને પોતાની જવાબદારીમાંથી મુક્ત થતા લોભી, સ્વાર્થલોલુપ અને ધનભૂખ્યા માબાપો સામે જ્યારે જ્યારે આવા લોકગીતો ગવાયા હશે, ત્યારે ત્યારે એમના અંતર શું નહિ પીગળ્યા હોય ? કે તેમને તેમના કુકાર્યનો પસ્તાવો નહિ થયો હોય ? એ રીતે પણ આપણાં લોકગીતોએ, આપણાં સમાજની સેવા તો કરી જ છે ને ?

કુંવારી કન્યાઓ પોતાના માબાપની ઇચ્છાને માન આપીને અજાણ્યા પુરુષ સાથે પણ સંસાર માંડતી, તેમ 'દાદા'ની લાડકી ઘણી કન્યાઓ, 'દાદા'ને પોતાના મનની વાત કહીને મનમાન્યો ભરથાર મેળવવા પણ ભાગ્યશાળી થતી હશે! આ જૂઓ, એક લોકગીત:

"કુંવરી ચઢી રે કમાડ,
સુંદર વર નિરખવા !

દાદા ! મારા ઈ વર પરણાવ;
ઈ વર છે, વે'વારીયો !

દાદા મૂછમાં હસ્યા હશે, આ 'લગ્નગીત' સાંભળતાં સાંભળતાં ! મનમાં પૂછ્યું હશે, "ક્યાં ભાળ્યો ઈ વેવારીયાને?"

ભણતો'તો ભટની નિશાળ,
અક્ષરે મારા મન મોહ્યાં !
રમતો'તો ઉભી રે બજાર,
દડૂલે મારા મન મોહ્યા !
તરતો'તો સરોવરને પાળ,
ડૂબકીએ મારા મન મોહ્યા !"

કન્યાએ આજે જ પોતાનો વર પોતાની મેળે પસંદ કરે છે, એમ ઘણાં માનતા હશે, પણ ઉપરનું લોકગીત તપાસતાં એમ માનવાને કારણ મળે છે કે આ પ્રણાલિકા જૂના વખતમાં પણ હતી ! અને તે પણ કેવી મોહક ! તેની ઓળખાણ તો નિશાળમાં તેના અક્ષર પરથી થઇ જતી ! આ પરિચય આગળ વધતાં કન્યા, મુરતિયાની રમતગમતને પણ ધ્યાનમાં લેતી !

આટલું જ નહિ, આપણાં લગ્ન ગીતો તો એ પણ સૂચવે છે કે કેવો વર શોધવો ?

એક ઊંચો તે વરનો જો જો, રે દાદા,
ઊંચો તે નિત નેવા ભાંગશે રે !
એક નીચો તે વરનો જો જો, રે દાદા,
નીચો તે નિત ઠેબે આવશે !"

ત્યારે કેવો વર જોશે ?

કેડય રે પાતળિયો, ને મુખ રે શામળિયો,
એવા તે વરને સૌએ વખાણ્યો !

લગ્ન ગીતો એ પણ લોકગીતોનો એક પ્રકાર છે. આપણાં લોકગીતોને પેઢી દર પેઢી કે પરંપરા ગત સજીવ રાખ્યા હોય, તો તેમાં લગ્ન ગીતોનો ઘણો મોટો ફાળો છે.

એક લીલૂડા વાંસની વાસલડી
ઊભે બજારે વાગતી જાય,
ગામના લોકે પૂછિયું, કે
કોણ રાણો પરણવા જાય ?''

વરરાજાનો ઠાઠ, દમામ, કે ભપકો જોઈને કોઈએ પૂછ્યું હશે, "કયા ગામનો રાણો કે રાજા પરણવા નીકળ્યો છે ?" જાનડીઓએ તેનો જવાબ પણ ગીતમાં જ આપ્યો છે, જૂઓ :

"નથી રે, રાણો ને નથી રાજવી,
આ તો ડાહ્યાલાલ પરણવા જાય !"

આ તો એ જમાનાના ગીતો છે કે જ્યારે પુસ્તક છપાવવાની કળા શોધાઈ ન હતી, કે, પાટીપેન લઈને લોકો લખતા નહોતા થયા ! માત્ર કંઠોપકંઠ આ ગીતો, આ સાહિત્ય વહેતું થતું. અરે ! સંદેશાઓ મોકલવા માટે પણ ટપાલીઓ કે ખેપિયાઓ કયાં હતા ? સંદેશવાહક તરીકે ત્યારે મોર જેવા રૂપાળા પક્ષીની પસંદગી થતી !

મોર ! જાજે ઉગમણે દેશ,
જાજે આથમણે દેશ,
વળતો જાજે વેવાઈને માંડવે...
મોર ! તારી સોનાની ચાંચ,
તારી રૂપાની પાંખ,
વળતો જાજે વેવાઈને માંડવે...

આવા અર્થવાળા અને કંઈક અંશે આ જ ભાવવાળા લોકગીતો લગ્ન પ્રસંગે રાજસ્થાન, પંજાબ, કાશ્મીર વગેરે પ્રાંતોમાં પણ છે. તેમાં વધુ ઉંડા ન ઉતરતાં એક અત્યંત ભાવવાહી લગ્નગીત પર આવીએ :

દાદાને આંગણ આંબલો, આંબલો ઘેર ગંભીર જો,
દાદા રે, મેં એક પાન તોડિયું, દાદા, ગાળ ન દેજો!
અમે રે લીલુડા વનની ચરકલડી, ઉડી જાશું પરદેશ જો!
દાદાને વહાલાં દીકરા, અમને દીધા પરદેશ જો!
આ *દશ આ દશ પીપળો, આ *દશ–દાદાના ખેતર,
શેરીવળામણ દાદાજી રે, "દીકરી! ડાહ્યા થઈ રે'જો"
હૈયે દેજો સોના સાંકળા, મનડાં વાળીને રે'જો,
સાસરનો સરડક ઘૂમટો, સાસુને પાયે પડજો!"

કન્યાના જીવનમાં વહેલો કે મોડો જે પ્રસંગ આવે જ છે, તે પિયરથી વિદાયવેળાનો–પ્રસંગ કેવો હૃદયસ્પર્શી લાગે છે? કન્યાની ફરિયાદ તો જૂઓ; 'દાદાજી! કયાં કારણે અમને તમારાથી દૂર કર્યાં? અને દિકરાઓ ઉપર એવું હેત ઉભરાતું હતું કે તેમને તમારી પાસે રાખ્યા? વળી આ પ્રસંગે માની દિકરીને એકજ સલાહ હોય છે, 'હૈયાના કમાડ વાસીને ઉપર સોનાની (વજ્ર જેવી) સાંકળ દઈ દેજો!' તમારા મનની વાત સાસરિયામાં ન થાય, તો કાંઈ નહીં, સાસરિયાઓને ગમે તે કરી, તેમનાં મન મનાવજો! અને સાસુ સસરાને જ ખરા માબાપ ગણીને પાયે પડશો!'

આવા લોકગીતો તપાસતાં એમ માનવાને કારણ મળે છે કે આપણાં લોકગીતોએ લોકોને રહેતા શીખવ્યું, કન્યાઓને સાસરિયે કેમ જીવન વિતાવવું તે શીખવ્યું, ત્યારે જ કન્યાએ, પિયરેથી છેલ્લી વિદાય વખતે ગાયું હશે ને કે:–

'ઊભા રો' તો, માગું મારા દાદા પાસે શીખરે!
અને તેનો જવાબ જાનડીઓએ કેવી ક્રૂર મજાકથી આપ્યો છે?!

( *–દશ એટલે દિશા )

હવે કેવી શીખ રે લાડી? હવે કેવાં બોલ રે?
પરણ્યા એટલે પ્યારા લાડી! ચાલો, આપણે ઘેર રે ..!'

કન્યાના જીવનમાં મહાન પલટો લાવનાર આ લગ્ન ગીત, કન્યા માંડવેથી વિદાય લેતાં માડવા પક્ષવાળી યુવતીઓ 'વર' 'કન્યા'ને કેવી ઉપમાઓ આપી ગીતમાં ગૂથે છે?

એક આવ્યો તે પરદેશી પોપટો,
બેની રમતાં'તાં માંડવડા હેઠ રે,
ધૂતારો ધૂતી ગયો રે લોલ!
બેનીના ઢીંગલાને પોતિયાં પડી રે રહ્યા,
લૂંટારો લૂંટી ગયો રે લોલ!

–પણ જેના ભાગ્યમાં ગામમાં જ પિયરીયું અને ગામમા જ સાસરૂં લખાયું છે, એવી એક અભાગણ સ્ત્રીના જીવનનું દર્દીલું લોકગીત, વર્ષોથી ગુજરાત સૌરાષ્ટ્રની ગોરીઓના કંઠેથી નિતરતું રહ્યુ છે,

ગામમાં પિયરીયું, ગામમાં સાસરૂં રે લોલ,
દીકરી! કહેજો, સુખદુઃખની વાત જો,
કપરા સાસરિયામાં જીવવું રે લોલ!
સુખના દા'ડા તો માડી વહી ગયા રે લોલ,
દુઃખના ઉગ્યા છે, જીણા ઝાડ જો!
કપરા સાસરિયામાં જીવવું રે લોલ!
પાછળ ઊભીને નણંદી સાંભળે રે,
વહુ કરે છે, આપણાં ઘરની વાત જો,
વહુએ વગોવ્યાં મોટાં ઓરડાં રે લોલ!

'એક જ વાકય! સુખના દા'ડા તો માડી! વહી ગયા–' પણ આ વાકયે વહુનો સંસાર સળગાવી દીધો! નણંદે, આ વાત–વહુના–સસરાને

કરી, સસરાએ, સાસુને કરી, સાસુએ જેઠ ને કરી, જેઠે પરણ્યાને કરી, અને એક દિવસ, આ રોજના કંકાસનો અંત લાવવા પરણ્ય એ અફીણ ઘોળીને આટલું જ કહ્યું,

પીઓ ગોરી, નકર હું પી જાઊં રે,
વહુએ વગોવ્યાં મોટા ખોરડાં રે લોલ,
ઘટક દઇ ગોરાંદે પી ગયા રે લોલ.
ઘરચોળાની તાણી એણે સોડય રે,
વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે લાલ !

આ લોકગીત તો સમાજ જીવનની રચના પર કેવો ભયંકર કટાક્ષ કરે છે ! કુટુંબની શાંતિ માટે જે સ્ત્રી બલિદાન આપતાં જરાય વિચાર પણ કરતી નથી, ઘોળેલા અફીણનો ઘૂંટડો ગટગટાવી જાય છે, એ જ સ્ત્રીએ 'મોટા ઘરના ખોરડા વગોવ્યા' છે, એમ કહેનારાઓને શું કહેવું ? કુટુંબની શાંતિ અને સુખ માટે કે કેટલી અજ્ઞાત વહુઓએ આવા કડવા ઘૂંટડા ગળે ઉતાર્યા હશે ? અને તેમને વ્હાલું ગણ્યું હશે ? સમાજે ભલે પછી એને 'આપઘાત'ના નામે ઓળખાવ્યા હોય, પણ આવા મોતની ખરેખરી નામાવલિઓ તૈયાર થાય, તો એનો આંકડો કેટલો મોટો હશે!

કુંટુંબસંસારના આવા વેદનામય ભાવોથી ભરેલાં ઘણાં ઘણાં લોકગીતો આપણે ત્યાં છે. કોને યાદ કરીએ, અને કોને ન કરીએ ?' 'માડી ! બાર બાર વરસે, રે આવિયો, નો દીકી પાતળી પરમાર રે,' કે 'કોણ હલાવે લિંબડી ને કોણ હલાવે પીપળી ? ભાઇની બૂસેલ બેનડી, બોજાઈની રંગે ચૂંદડી !'...એ ગીતો પાછળ જે દર્દ છૂપાયું છે, એમાં વેદનાના તાણાવાણા વણાયા છે, તે પારખ્યા પછી જ શું સાહિત્યકારોએ તેમને શિષ્ટ સાહિત્ય જેટલું જ સ્થાન આપ્યું હશેને ?

## પ્રસંગે પ્રસંગના ગીતો

સ્ત્રીજીવનમાંથી પ્રસંગે પ્રસંગે ગવાતા અસંખ્ય લોકગીતો આપણને સાપડે છે. સ્ત્રીએ પાણી ભરતાં ગાયું, ગાર કરતા ગાયું, રોટલાં ઘડતાં ગાયુ, અને બાળકને હિંચોળતા ગાયું....

'લિપ્યું ને ગુપ્યું મારૂં આગણું,
પગલીનો પા નાર દ્યોને,
રન્નાદે! વાંઝિયા મેણાં માતા દોહ્યાલા રે!'...

અને પુત્ર પાપ્તિ પછી પણ ગાયું.

'તમે મારા દેવના દીધેલ છો,
તમે મારા માગી લીધેલ છો,
આવ્યા ત્યારે અમર થઈને રો!'

આ ઉપરાત પતિ પત્નીનો પ્રેમ મહિમા ગાનાર ગીત 'મેંદી તે વાવી માળવે ને એનો રંગ ગયો ગુજરાત રે, મેદી રંગ લાગ્યો,' એ લોકગીતમાં, સંસારના તમામ સંબંધો કરતાં પતિ-પત્નીનો સબધ સર્વોચ્ચ છે, એ ભાવના કેટલા સરળ અને સાદા પ્રસંગમાથી ઝડપી છે! હોળાનો તહેવાર,: દિયર ભોજાઈની મીઠી મજાક, અને તેમાં ભોજાઈનો હાથ રંગવાનો ઇન્કાર! શા માટે?

'હાથ રે રંગીને હું તો શું રે કરૂં?
એનો જોનારો પરદેશ રે! મેંદી રંગ લાગ્યો!'

ભારતીય સંસ્કૃતિને ઉજ્વળ રાખનારી 'કુટુંબજીવનની મર્યાદાઓ જેમાં ગવાઈ છે, એવા આવા આપણાં પ્રાચીન, પ્રચલિત કે બહુ ગવાએલાં લોકગીતો આજના સુધરેલા સમાજને ભલે જુના લાગતા, ભલે ચવાઈ ગએલા લાગતા, પણ એમા સંસ્કૃતિના જે પ્રતિબિંબિત ચિત્રો છે, એ ચિત્રોમા જે પ્રતિભા છે, તેને પેલો સુધરેલો સમાજ શુ ભૂંસી શકશે? અરે! કાળના વાયરા કે સમયના સપાટા જેને ભૂંસી શકયા નથી, તો આજનો સુધરેલો સમાજ એને શું ઉથાપવાનો હતો?

આપણે જેને માટે ગૌરવ લઈ શકીએ એવા આપણાં આ લોકગીત સામે દાખલા રૂપે એક જ અમેરિકન લોકગીત રજુ કરીશ:

"Woman! Go home, your man is ill–"
"Ill? give him a pill oh! my dear Franz!
Just One more dance! And then I'll go home
to my poor old man!"

સ્ત્રીનો પતિ માંદો પડયો છે, પથારી ધગે એવો તાવ ચડયો છે, અને લગભગ જીવનના છેલ્લા શ્વાસો ગણી રહ્યો છે, ત્યારે તેનો પડોશી સ્ત્રીને આ સંદેશો કહેવા, એ કલબમાં જાય છે, જ્યાં પેલી સ્ત્રી પરપુરૂષનાં પડખાંમાં લપાઇને બોલડોન્સનો આસ્વાદ માણી રહી છે! સ્ત્રી પોતાના પતિની માંદગીના સમાચાર સાંભળીને કહે છે, કે 'મારા પુરૂષ મિત્ર ફ્રાન્ઝ! હજી એક વધુ વાર આપણે નૃત્ય કરી લઈએ, પછી જ હું મારા પતિને જોવા માટે ઘેર જઈશ!' પતિ-પત્નીના સર્વોચ્ચ, પવિત્ર અને પરસ્પર માટે ત્યાગ અને પ્રેમથી છલકાતા સંબંધના મૂળમાં જ કારમો ઘા કરતું આ અમેરિકન લોકગીત, એ દેશની સુધરેલી સમાજ વ્યવસ્થાના આડંબરના પરદા ચીરીને ત્યાંના પતિ પત્નીના સ્વાર્થી પ્રેમને ખૂલો નથી પાડતું શું ?

આટલું ઓછું હોય, તેમ બીજી પંક્તિમાં સ્ત્રીને કહેવામાં આવે છે કે તારો પતિ મરી ગયો છે! તો સ્ત્રી કહે છે, એમાં શું ? જો એમ જ હોય, તો મારે બીજું કશું કહેવાનું નથી!'

સ્વાર્થ લોલુપતાની હદ તો છેલ્લી કડીમાં છે, સ્ત્રીને કહેવામાં આવે છે કે સ્ત્રી! તારા ઘરે જા, તારા પતિના વારસાનું વીલ વંચાય છે, ત્યારે એ સ્ત્રી પેલા પરપુરુષને કહે છે,

"O! My dear Franz!
Now no more dance,

'Let me go home to my
poor old man—!'

વસિયતનામાની વાત આવી, ત્યારે સ્ત્રીને પોતાનો પતિ 'યાદ' આવ્યો !

આ છે, અમેરિકન સંસ્કૃતિના પ્રતિબિંબ ઝિલતું એક અમેરિકન લોકગીત ! તેને પેલા ગુજરાતના લોકગીત સાથે સરખાવવું જોઈએ, જેમાં સ્ત્રી પતિની ગેરહાજરીમા પોતાના હાથ રંગીને દિયરને બતાવવાની પણ ના પાડે છે ! અને કહે છે,

'લાખ ટકા આપું રોકડા જો કોઇ જોવે પરદેશ જો,
મેંદી રંગ લાગ્યો !'...........

* * *

## દમ્પતિજીવનની રસિકતા

હોળીના તહેવારના ગીતો, નવરાત્રિના ગરબાઓ, અને રાસો આપણે ત્યાં પ્રસંગે પ્રસંગના ગીતો લોકોએ અલગ અલગ રીતે રચ્યા છે અને મુક્તમને ગાયા છે !

'રાધાજીના ઊંચા મંદિર, નીચા મોલ,
ઝરૂખડે દીવા બળેરે લોલ.
રાધાગોરી ગરબે રમવા આવો,
સાહેલી સૌ ટોળે મળે રે લોલ.

બે લીટીમાં કેવું રૂપાળું શબ્દ ચિત્ર ખડું કર્યું છે, ગામડાની ગોરીઓએ ! ગામનો ચોક, ચોકની વચ્ચે ગરબો, ગરબા આસપાસ ગરબે રમતા એકઠી થયેલી ગોરીઓ અને ગોરીઓની નજરે પડતો, રાધા જેવી રૂપાળી સ્ત્રીનો ઝરૂખો ! ત્યાં સાદ દઈને 'બોલાવતી રમણીઓ–'રાધા ! ગોરી ગરબે રમવા આવે. સાહેલી સૌ ટોળે મળી છે લોલ !'

કોણે રચ્યાં આ લોક ગીતો ? કયારે રચ્યા ? એનો કોઈ ખુલાસો નથી ! લોકોને ગાવાનું મન થયું—અને—તેમણે ખુલ્લા દિલે ગાયું ! લોકો શ્રમથી કંટાળ્યા, અને તેમણે ગાવા માંડયું ! ન જોયું સ્થળ કે ન જોયો કાળ ! ખુલ્લાં ખેતરમાં ગાયું, ગામના ચોકમાં ગાયું, ધનધાન્ય ઊગાડતાં ગાયું અને ટોળે મળીને વાર તહેવારે ગાયું ! સ્ત્રીઓએ ગાયું અને પુરુષોએ પણ ગાયું ! ગરબા અને ગરબીઓ અલગ ગાયા અને પછી સાથે મળીને પણ ગાયા ! સમુહ જીવનના સહીયારા ગીતો ! સાથે મળીને એમણે આનંદ-ઉત્સવ માણવાં ગીતો ગાયા—પ્રસંગે પ્રસંગે ગાયા, એ પછી લોકગીતો બની ગયા !

સ્ત્રીએ, પતિની હાજરીમાં પણ ગાયુ અને પતિ પરદેશ જવા નીકળ્યો ત્યારે પણ ગાયું ! સ્ત્રી જીવનમાંથી વીણેલા આ રસિલા, લોકભોગ્ય લોકગીતો જૂઓ તો ખરા—

સોના વાટકડી રે, કેસર ઘોળ્યાં વાલમિયાં !
લીલો છે રંગનો છોડ, રંગમાં રોળ્યા વાલમિયાં !...

રસિક દામ્પત્ય જીવનની તસ્વીર ઉપસાવતું આ લોકગીત, પતિની હાજરીમાં સ્ત્રીએ ગાયું,

કડય પ્રમાણે ઘાઘરો જોઈ રે વાલમિયાં !
(નહિ તો) ચૂંદડીની બબ્બે જોડ !
કેસર ઘોળ્યા વાલમિયાં !
હાથ પ્રમાણે ચૂડલા જોઈ રે વાલમિયાં !
(નહિ તો) બંગડીની બબ્બે જોડ !
કેસર ઘોળ્યા વાલમિયા !

અને પતિ જ્યારે ચાકરીએ ઉપડયો, ત્યારે તેની ઘોડીની રાંગ (લગામ) પકડીને તેને જતો અટકાવી ગાયું :

આભમાં ઝીણી ઝબૂકે વીજળી,
ઝીણાં ઝરમર વરસે મેહ,
ગુલાબી ! કેમ કરી જાશો, ચાકરી રે ?
ભિંજાય, મેડીને ભિંજાય માળિયાં રે,
ભિંજાય, મેડીમાં બેસતલ રાણી,
ગુલાબી ! કેમ કરી જાશો, ચાકરી રે ?
તમને વ્હાલી દરબારી ચાકરી,
અમને વ્હાલો તમારો નેહ,
ગુલાબી ! નહીં જાવા દઉં ચાકરી રે !

—આ પ્રચલિત લોકગીતને શ્રી ઉમાશંકર જોષીના કાવ્ય સાથે સરખાવી જુઓ :

ગોરી મોરી ફાગણ ફાલ્યો જાય,
કે ચૈતર કોણે દીઠો રે લોલ.
વ્હાલા મોરા, જોબન ઝોલાં ખાય,
કે ઝૂલણો લાગે મીઠો રે લોલ.
ગોરી મોરી હૈયાં ઢળી ઢળી જાય,
કે ઝૂલશો ક્યાં લગી રે લોલ.
વ્હાલા મોરા, ઝૂલણો મેલ્યો ન જાય,
કે ઝૂલણો લાગે મીઠો રે લોલ.

અને આગળ જતા આ ગીત કહે છે,

આભમાં ફરકે શ્રાવણ વીજ,
ગોરીની ઉઠી આંખડી રે લોલ.
વ્હાલા મોરા, બીજની કરજે ન ત્રીજ,
ભિંજાતી અહીં આંડી રે લોલ.

ઉપરના કાવ્ય અને પેલા લોકગીતનો ભાવાર્થ એક જ છે; ધ્વનિ પણ એક જ છે. ચાકરીએ જતા પતિને રોકીને સ્ત્રી કહે છે, 'વ્હાલા મારા, બીજની કરજે ન ત્રીજ,' એ છે; કવિ ઉમાશંકરના કાવ્યની નાયિકાનું કથન, જ્યારે લોકગીતની નાયિકા કહે છે, 'તમને વ્હાલી દરબારી ચાકરી, અમને વ્હાલો તમારો નેહ, ગુલાબી ! નહિ જાવા દઊં ચાકરી !' કેવું સામ્ય ?

દમ્પતી જીવનની રસિકતાનું એક વધુ લોકગીત જાણવા જેવું છે,

મ્હેાે રંગરસિયા, કયાં રહી આવ્યા રાત જો?
આંખલડી રાતી રે, ઉજાગરા બહુ થયા રે,
હાં રે અમે ગ્યા'તા 'માનેતી'ને મ્હેલ જો,
'માનેતી'ને મનાવતા વ્હાણલાં વહી ગયા રે.
હો રંગ રસિયા, કયાં રહી આવ્યા રાત જો,
આંખલડી રતી રે, ઉજાગરા બહુ થયા રે.
હાં રે – અમે ગ્યા'તા કસુંબીને હાટ જો,
ચૂંદડી વ્હોરાવતા વ્હાણલાં વહી ગયા રે.

પછી તો–

ઘાટ રે ઘડાવતા વ્હાણલાં વહી ગયા રે.
વીટીયું મઢાવતા, વ્હાણલાં વહી ગયા રે.
હાર રે ગૂંથાવતા વ્હાણલાં વહી ગયા રે!

## લોકગીતોમાં ઉપમાઓ :—

આપણાં ઘણાં ખરા પ્રચલિત લોકગીતો કુટુંબજીવનમાંથી જ જન્મ્યા છે; 'શું' 'મેંદી તો વાવી માળવે' કે 'વહુએ વગોવ્યા મોટા ખેરડા,' શું; 'વાગડની વઢિયારી સાસુ' કે શું, 'ખોળાનો ખૂંદનાર' આ બધા કુટુંબજીવનના વિધવિધ પ્રસંગોને વર્ણવતા લોકગીતો છે. જેમ

કુટુંબજીવનમાં સુખદુઃખ સાથે માણવા મળે છે, તેમ લોકગીતોમાં પણ એવું જ છે; કોઇક લોક ગીત દમ્પતિ જીવનની રસિકતા ગાય છે, તો કોઈક લોકગીત, તેમાં રહેલું ભારોભાર દુઃખ પણ વર્ણવે છે. કોઈક લોકગીત સાસુનો વઢિયારો સ્વભાવ વર્ણવે છે, તો કોઈક લોકગીનમા વહુ સાસુને ખળખળતી 'નદિયુ'માં નહાતી હોય એવી દોહ્યલી પણ કલ્પે છે !

આ પ્રચલિત લોકગીત કેવી મનોહર ઉપમાઓથી ભરેલું છે ?

આજરે 'સપ્ના'માં મેં તો ડોલતો ડુંગર દીઠો જો,
ખળખળતી નદિયું રે સાહેલી, મારા સપ્નામાં રે !

કોણ આ ડોલતો ડુંગર ? અને ખળખળતી નદીયું શા માટે ?

ડોલતો ડુંગર ઈ તો અમારો સસરો જો,
ખળખળતી નદિયુંમાં સાસુજી ન્હાતા'તા !
આજરે સપ્નામાં મેં તો ઘમ્મરવલોણું દીઠું જો,
દહીં દૂધના વાટકાં રે, સાહેલી મારા સપ્નામાં !
ઘમ્મરવલોણું, ઈ તો અમારો જેઠ જો,
દહીં દૂધના વાટકાં રે જેઠાણી મારા જમતાં'તાં !
આજરે સપ્નામાં મેં તો લવીંગ લાકડી દીઠી જો,
ઢીંગલાને પોતિયાં રે, સાહેલી મારા સપ્નામાં !
લવીંગ લાકડી, ઈ તો અમારો દે'ર જો,
ઢીંગલાને પોતિયાંથી દેરાણી મારા રમતાં'તાં !

આખું લોકગીત ઉપમાઓથી ભર્યું છે. જટાળા જોગીની ઉપમા નણદોઇને આપી છે, તો નણંદને સોનાની થાળીમાં જમતી કલ્પી છે ! પારસ પીપળાને ગોરની ઉપમા આપી છે, તો ગોરાણીને તુલસીનાં ક્યારાની સાથે સરખાવ્યા છે ! આમ અંતે સ્ત્રી પોતાના પતિને કોની સાથે સરખાવે છે ?

ગુલાબી ગોટો, ઇ તો અમારો પરણ્યો જો,
ફૂલડાંની ફોરમ રે, સાહેલી! મારી ચૂંદડીમાં રે.

લોકગીતોમાં ઉપમાઓ યાદ આવતાં જ પેલું પ્રચલિત લોકગીત પણ નોંધ્યા વિના ચાલે તેમ નથીઃ

લવીંગ કેરી લાકડીયે, રામે સીતાને માર્યા જો,
ફુલ કેરે દડૂલીએ, સીતાએ વેર વાળ્યાં જો!
પણ રામ સીતાનો પ્રેમ કેવો? સીતાજી કહે છે,
'રામ! તમારે બોલડીયે, હું પરઘેર દળવા જઈશ જો.'
રામનો જવાબ તો જુઓ!
'તમે જશો જો પરઘેર દળવા, હું ઘંટુરો થઇશ જો!'
'રામ તમારે બોલડીયે, હું પરઘેર ખાંડવા જઇશ જો!
તમે જશો જો પરઘેર ખાંડવા, હું સાંબેલું થઇશ જો!'

આમ આ લોકગીતમાં આગળ જતાં રામ સીતાના સંવાદ રૂપે ઘણી ઘણી વાતો કહેવાઈ છે. જેમાં સીતાજી નદીનું નાણું બનવાનું કહે છે, તો રામ તેનો જવાબ આપે છે કે તો 'હું ધોબી થઇને તમારી પાસે જ રહીશ!' રામ કહે છે, 'તમે આભની વીજળી થશો, તો હું મેહુલો થઈ, તમારી સાથે જ રહીશ!' આમ આખું લોકગીત કેવી મનોહર ઉપમાઓથી ભરેલું છે? રામ સીતા જેવા આદર્શ પતિ પત્નીના મુખે તો આવા જ રીસામણા મનામણાં શોભે ને?

લોકગીતોમાં ઉપમાઓ વિષે વિચારતાં જ એક લગ્ન ગીતમાં વરકન્યાને પરણાવનાર ગોરમ્હારાજને સંબોધીને ગવાએલું લોકગીત ખાસ નોંધવા જેવું છે. જો કે તેમાં રહેલી ઉપમાઓ પરિહાસયુક્ત છે; છતાં અજુક્તિ તો નથી જ!

ગોર કર રે ઉકેલ, ગોર લટપટીયા!
ગોરને સુપડા જેવડા કાન, ગોર લટપટીયા
ગોરને આ ખ છે, કે કુંકા? ગોર લટપટીયા
ગોરને નાક છે, કે નળીયા? ગોર લટપટીયા
ગોરને ફળિયા જેવી ફાંદ! ગોર લટપટીયા

પરિહાસ્યયુક્ત ઉપમાઓ પણ આપણાં લોકગીતોમાં ઠેરઠેર જોવા મળશે. લગનગીતમા એક સ્થળે સાસુને ભાદરવાની ભેં સ સાથે સરખાવતા ગવાયું છે કે :-

'હાલ'તી માલ'તી નીસરી, ઈ તો ભાદરવાની ભેં'સ રે!



## સ્ત્રીજીવનની કરૂણતા

સ્ત્રીજીવનની કરૂણતા તો જૂઓ! તેને આપણાં સમાજે સતી કહી, માતા કહી, અન્નપૂર્ણા કહી, પણ વખત આવ્યે, વિષનો પ્યાલો ધરી કહ્યું 'પીઓ, ગોરી, નકર હું પી જાઉં રે, વહુએ વગોવ્યાં મોટાં ખોરડાં રે!' * સાસુએ એને દોઢ હાથનું સિંચણિયું (દોરડું) અને ઘડો લઈને પાણી ભરવા મોકલી. કુવામાં વીસ હાથ ઊંડે પાણી હતું! બિચારીએ તો રડી રડીને કૂવા કાંઠે આંજ પાડી! પછી તો એકજ માર્ગ રહ્યો, કૂવો પૂરવાનો! આ બધું શાથી થયું? સાસુએ મેણાં માર્યાં કે, 'વહુ! પિયરથી આણાંમાં શુ લાવ્યા?'

ગરીબ ઘરની દીકરી, સાથે શું લાવે? એટલે સાસરિયામા રડી રડીને જ દિવસો વિતાવવાના રહયા!

દીકરીના દાદાજીને ખબર પડી, દાદાજીએ કહાવ્યું કે :-

કુવે નવ પડજો, અફીણ નવ ઘોળજો,
અજવાળી આઠમે રે, આણાં લઈ આવશું!

પણ ફકત આણાથી સાસુને ક્યાં સંતોષ થાય એમ હતું?

---

* અહીં 'દાદા, હો દીકરી'એ ગીતનો ઉલ્લેખ છે.

સાસુવહુના કજીયાઓએ આપણાં સુખી સંસારના કેટલા માળાઓ વેરવિખેર બનાવી દીધા હશે!

પેલા 'પાતળી પરમાર'વાળા લોકગીતમાં પણ, કલૈયો કુંવર બાર બાર વર્ષે ઘેર આવે છે, ઘરમાં પોતાની પાતળી પરમારને જોતો નથી, એટલે માને પૂછે છે, 'મા! પાતળી પરમાર કયાં ગઈ છે?'

મા કહે છે, 'બેટા! પાણી ભરવા ગઈ હશે,' દીકરો બાર બાર વર્ષના વિયોગથી પત્નીનું મુખ જોવા અધીરો બન્યો છે

'વાવને કુવારે હું તો જોઈ વળ્યો,
નો દીઠી પાતળી પરમાર રે,
જાડેજીમા! મોલુમાં દીવો શગ બળે રે.'

પછી તો મા બહાના કાઢવા માંડી. મા કહે, 'દળાવવા ગઈ હશે!' દીકરો ચક્કીઓ અને રયકા જોઈ વળ્યો, પણ ન દીઠી પાતળી પરમાર રે.'

પણ અંતે દીકરો કહે છે,

'મા! ઓચકીમાં કોરી બાંધણી,
બાંધણી દેખીને બાવો થઉ રે;
ગોઝારણમા! મોલુમાં દીવો શગ બળે રે!'

કલૈયા કુંવરે પોતાની પત્નીની ઓચકી વીંખી, આમલા ભરેલ ચુંદડી જોઇને પોતાની પત્ની સાથે વીતાવેલી રાત યાદ આવી ગઇ! હૈયું ચીરાઈ ગયું. વળી પાછી ઓચકીમાંથી કોરી ટીલડી મળી આવી! ટીલડી દેખીને ત્રિશળ તાણ્યું, ગોઝારણ મા! મોલુમાં દીવો શગ બળે રે!' અને નવે સૂકવેલી લોહીભીની ચૂંદડી જોઇને હૈયું હારી બેઠો, ઘાયલ થઈ ગયો! સંસાર છોડીને એ 'બાવો' ન બને તો બીજું શું કરે?

આ લોકગીતમાં તો એક સાસુએ ૧૪ વહુ માથે વીતાડી છે, જ્યારે પેલા પુરાણા લોકગીતમાં–નાનકડી સોનબાઈ ઉપર સાત સાત ભાભીઓ ઓછું વીતાડે છે!

કોઈ હલાવે લીમડી, 'ને કોઈ હલાવે પીપળી,
ભાઇની ભૂલેલ બેનડી, ભોજાઈની રંગેલ ચૂંદરી!'

સાત સાત ભાઈઓને આશરે એક જ બેન સોનબાઈને સોંપીને મા બાપ પરદેશ ગયા છે; પરદેશથી વર્ષો બાદ માબાપ પાછા આવે છે, ઘરમાં તપાસ કરતાં ભાઇઓ તો કાંઈ બોલતા નથી, પણ સોનબાઇની ભાભીઓ કહે છે, 'અમે તો સોનબાઇને કપડાં ધોવા મોકલી હતી, તે નદીનાળે ક્યાંક પડી ગઈ હશે!' માબાપ આખુ ગામ ખૂંદી વળે છે, ક્યાયથી ખુલાસાવાર જવાબ મળતો નથી, ગામને પાદર એક અલગારી ભરવાડ પેલા લોકગીતની પંક્તિઓ લલકારતો સંભળાય છે'

'કોઈ હલાવે લીમડી, ને કોઈ હલાવે પીપળી;
ભાઈની ભૂલેલ બેનડી, ભોજાઇની રંગેલ ચૂંદડી!

માબાપ બધો સાર સમજી જાય છે. શું આ લીમડી નીચે જ અમારી સોનબાઇ દટાઇ હશે!

**આપણાં સંયુક્ત કુટુંબોની પીંખાતી શાંતિ કે ભાંગતી એકતા પાછળ સ્ત્રી જીવનની આવી કરુણ ઘટનાઓ જ જવાબદાર હશે ને?...**

આટલુ ઓછું હોય તેમ, પરણેલી સ્ત્રી, સંસારી સ્ત્રી, ઘરના બધા માટે પાપડ વણવા ગઈ, ત્યાં શું થયું?

'પાપડ વણવા ગ્યા'તા મા, ગ્યા'તા મા!
એક પાપડ ચોર્યો મા! ચોર્યો મા!
ઘંટી હેઠળ ઘાલ્યો મા! ઘાલ્યો મા!
રોટલા ઘડતાં શેકયો મા! શેકયો મા!
ભેંસ દોતા ખાધો મા! ખાધો મા!'

અરે! જે હાથ અન્નપૂર્ણા બનીને આખા કુંટુંબને, આખા સંસારને જમાડે છે, 'અન્ને ભોજ્યેષુ માતા'નું બિરુદ પામે છે, તેણે પોતાને માટે ચોરી કરીને ખાવાનો. અવસર આવે? એ કુટુંબની શાંતિ કે એકતા પછી કયા પાયા પર નભે?

ગુજરાત સૌરાષ્ટ્રમાં (હજી આજે પણ) રોજબરોજ બનતા સ્ત્રીઓના આપઘાતના કિસ્સાઓ કે ઘાસલેટ છાંટીને બળી મરવાના બનના - કરુણ બનાવો પાછળ ઘરની વહુઓના જીવન આવા જ દુઃખી, અસંતુષ્ટ અને વેદનાભર્યાં હશેને? હિંદુ સમાજ જેટલો વહેલો જાગશે, આ બાબત જેટલો વધુ ગંભીરપણે વિચારતો થશે, એટલો વહેલો સુખશાંતિને પામશે!

લોકગીતોની આ સૃષ્ટિમાં વધુ ઊંડા ઊતરીએ. જેમ કુટુંબ જીવનના લોકગીતોમાં વિખવાદ અને વેદનાના સૂરો સંભળાય છે, એમ એમાંથી નિઃસ્વાર્થ પ્રેમ અને ત્યાગના સૂરો પણ સંભળાય છે:

બાળપણમાં ઘોડિયા પાસે બેસીને બ્હેને ભાઈને હાલરડાં ગાયાં.

**મારો ભાઈ તો ભાઈ! ભાઈ તો રાજાનો જમાઇ।**
**રાજાની કુંવરી કાળી, ભાઈએ પાદરથી વેલડી પાછી વાળી!**
**ભાઈ મારો ચાવે પાન, ભાઈ તો દિલ્હીનો દિવાન!**
**ભાઇ મારો શંકનું રતન, ભાઈનું કરૂં રે જતન!**

ભાઇની મોટાઇ ગાઈ ગાઇને બાળપણમાં બ્હેને કંઈ કંઈ ભાવતૃપ્તિ અનુભવી હશે. એટલે જ ઝવેરચંદ મેઘાણીએ તેમના પેલા ગીતમાં ગાયું હશે કે–

**બ્હેનીને કંઠે, નિતરતાં હાલરડાંમાં ઘોળ્યો કસુંબીનો રંગ.**
**ભીષણ રાત્રિકેરાં મ્હારાની ત્રાડોએ, ચોળ્યો કસુંબીનો રંગ!**

એ બહેની પરણીને સાસરે સિધાવી. બહેનના લગ્નને બાર વર્ષ વીતી ચૂક્યાં. ભાદર નદીને એક કાંઠે બહેનનું પિયર છે અને બીજે કાંઠે, બહેનનું સાસરૂં છે; બાર બાર વર્ષથી દીકરીના કાંઈ સમાચાર નથી એટલે ગરીબ મા પોતાના દીકરાને બહેનની ખબર કાઢવા મોકલે છે; અગિયાર વર્ષોની 'ભાઇ બીજ' બહેને ભાઈની રાહ જોઈ છે, પણ ભાઈ આવ્યો નથી! બારમું વર્ષ બેઠું છે, 'ભાઇ બીજ'નો તહેવાર છે, બહેન ભાઇને મળવા આતુર છે, કવિ બોટાદકરે ગાયું છે તેવી બહેન વિહ્‌વળ છે:

## ભાઇ બહેનના નિર્મળ ભાવનું લોકગીત :



'ઊંચા આંબા ને
નીચી આંબલી,
ઊંચી વાડીની વેલી,
ઊંચે ચઢે,
નીચે ઉતરે,
આજે વીરાની બહેની !'

પોતાને ઘેર આવતા ભાઈને મળવા તલપાપડ થતી બહેનના અંતરનું કેવું ગતિશીલ ચિત્ર કવિએ ખડું કર્યું છે !

દૂરદૂરથી વગડો વીંધીને આવતો ભાઇ, ક્યાંય અટવાઇ ગયો નથી ને ? ક્યાંક ભૂલો પડી ગયો નથી ને ? એ જોવા માટે બહેન ઘડીક મેડી પર ચડે છે, ઘડીક નીચે ઉતરે છે, તો ઘડીકમાં આંબા અને આંબલીની ઉપર નજર કરીને નિસાસા નાખે છે !

પછી પનઘટ પર પાણી ભરવા જતાં ગામને પાદર, વડલા નીચે એક માનવીને, ગાડું છોડીને વિશ્રાંતિ લેતો નિહાળે છે. ઘણાં વર્ષથી બહેને ભાઇને નથી જોયો, ભાઈએ બહેનને નથી જોઇ, પણ પનઘટ પર પાણી ભરવા જતાં વડલા હેઠે બેઠેલા એક જુવાન પુરુષ પર બહેનની નજર ઠરે છે અને ત્યાં જ થંભી જાય છે.

બહેનના અંતરની લાગણી વ્યકત કરતું આ લોકગીત જુઓ :

ઓળખ્યો, ઓળખ્યો માની આંખ્યુંને અણસાર;
બાપની બોલાશે, વીરને ઓળખ્યો રે!

'અરે! આ તો મારો જ ભાઇ!' કહીને બહેન ભાઇને આંખને અણસારે અને બાપ જેવી બોલીથી ઓળખી કાઢે છે! પછી સાસરે દુ:ખી એવી બહેન, ભાઇને પોતાને ઘેર આવવા કહે છે.

'વીરા ચાલો દુ:ખિયારી બેનીને ઘેર,
ઉતારા દેશું ઊંચા ઓરડાં રે;
વેલ્યું છોડજે વીરા, લીલી લીંબડી હેઠ,
ધોરીડા બાંધજે વચલે ઓરડે!'

આમ, 'તમારી વેલડી માટે અને બળદ માટે હું સારી વ્યવસ્થા કરી આપીશ, તેમને માટે હું—

'નીરીશ નીરીશ વીરા લીલી નાગરવેલ,
ઉપર નીરીશ રાની શેરડી રે!'

પછી તમારે માટે વીરા,

'રાંધીશ, રાંધીશ, વીરા કમોદના કુર;
પાશેર રાંધીશ, કાજુ ખીચડી રે!
પાપડ શેકીશ રે વીરા, પૂનમ કેરો ચાંદ,
ઉપર આદુને ગરમર આથણાં!'

બહેન ભાઈની મહેમાનગતિ કરવા કેવી અધીરી થઇ રહી છે? બાર બાર વર્ષે પોતાને મળવા, પોતાને સાસરે આવેલા ભાઇને જમાડવા બહેન શી શી તૈયારી કરે છે, શી શી સામગ્રી એકઠી કરે છે! એનું કેવું સુરેખ શબ્દ ચિત્ર ઉપરની પંક્તિઓ રજૂ કરે છે! અને આ બધી સામગ્રીમાં, ઉતાવળમાં, દોડાદોડીમાં પેલી અંધુ પ્રેમની ઉદાત્ત ભાવના કેવા ડોકિયા કરી રહી છે?

'જમશે, જમશે, મારો માડી જાયો વીર,
      ભેળી જમશું, એક જ બેનડી !'
ઊંચી મેડી રે વીરા ઉગમણે દરબાર,
      તિયાં ઢાળશું, તારા ઢોલિયાં રે !'

ભાઇ જમીને જરા આડે પડખે થશે. પછી એક બીજાને સુખ-દુઃખની વાતો પૂછશે, ત્યારે.

'કે'જે કે'જે બેની સુખ દુઃખની વાત,
      ઘેર જાશું તો માતા પૂછશે રે...'

ભાઈ બહેનના સાસરિયાના સુખ દુઃખની વાત પૂછશે. ત્યારે બહેનનું દિલ ખોલશે.

'ખાવી ખાવી રે વીરા ખોરડી જાર,
      બાર વરસનો બારેલ બાજરો રે !'

'ભાઈ ! પૂછીશ મા ! સાસરિયાના દુઃખ ! ખોરડી જાર અને બારેલ બાજરાના રોટલા, તારી બહેનના નસીબમાં લખ્યા છે ! અને મારા શરીરની શી હાલત છે એ તો પૂછતો જ નહિ, કારણ કે-

'બાર બાર વરસે રે માથા ઓળિયાં,
      ને તેર તેર વરસે તેલ નાંખિયા !'

'ભાઇ ! તું આવવાનો છો, એમ જાણીને, તારી બીકે જ મારા સાસરિયાવાળાઓએ મને માથું છોડીને તેમાં તેલ નાંખવાની રજા આપી, નહીં તો સાસરિયાના કામકાજમાં કોઇને મારા માથા સામે જોવાની ફુરસદ કયાં છે ? બહેનના દુઃખની કરુણ કથની સાંભળી ભાઇનું અંતર દ્રવી ઉઠે છે ! ભાઇ લાગણીવશ થઇ જઈ બહેનને કહે છે.'

'મેલો મેલો રે બેની તમારા દેશ,
      મેલોને બેની તમારા સાસરા !'

પણ બહેન એમ લાગણી વશ થઇને હકીકત અવગણી શકતી નથી, કહે છે.

'વીરા મારા ! બેની તારે ત્યાં માસ છ માસ,
પછી તો જાવું બેનીને સાસરે રે !'

ભાઇ ! તું ઉતાવળો ન થા. બહેનને નમીએ તો સાસરિયું કાયમનું લખાયું છે ! તારે ત્યાં હું આવું ય કેટલાક દા'ડા ? માસ, છ માસ ! પછી કાંઇ સાસરે આવ્યા વિના ચાલશે ?

પણ...બીજી સવારે હૈયું ચીરી નાખે તેવો પ્રસંગ બને છે. બાર બાર વર્ષે પોતાના વીરા પાસે સાસરિયાની પોતાની કરુણ આપવીતી સંભળાવતી બહેન, ભાદર (નદીમાં) ઝંપલાવે છે, અને જીવનનો કરુણ અંત આણે છે. ત્યારે લોકગીતમાં જે કરુણતાની પરાકાષ્ટાનું હૃદય વેધક ચિત્ર છે, એની આ બે પંક્તિઓ ગમે તેવા કઠોર હૈયાને પીગળાવે એટલી તાકાત ધરાવે છે.

'ભર્યાભર્યા રે વીરા ભાદરના પાણી,
ભાદરની રેલે બેનીબા તણાઈ ગયા.'
'આ રે કાંઠે વીરો રહ રહ રૂએ,
ઓલે કાંઠે રૂએ માવડી રે !'



લોકગીત તો લોકજીવનની વહેતી ગંગા છે. ક્ષણે ક્ષણે ઊઠતા જન-હૃદયના કોમળ અને કઠોર ભાવો તેમાં બિંદુબિંદુ બનીને ભળ્યા છે. અસંખ્ય હૃદયોએ પોતાનાં વ્યક્તિત્વ, કલ્પના અને મનોભાવોને વાણીઘાટ આપ્યો છે. અનુભવની સાદગી અને સચ્ચાઈ તેમાં મુક્તપણે બોલે છે. જીવનના નિરનિરાળા પ્રસંગ-રંગો તેમાં આગવી રીતે ખીલે છે. આ દૃષ્ટિએ જનમન, જીવન અને સમાજ-જગતનો એવો એક પણ ભાગ કે ભાવ શેષ રહ્યો નથી, જે લોકકંઠે ચડીને ગવાયો ન હોય !

# મારો સૂરીલો સથવારો-



[ કલેરીયોનેટનવાઝ
શ્રી એ. યુ. પરમાર ]

બોરીબંદર પાસે કોટ હોળી ચકલાનો નવરાત્રિ ઉત્સવ હોય કે ચોપાટી તીરે આવેલું લોયલકા એસ્ટેટનું ચોગાન હોય. પણ મારા લોકસંગીતના કાર્યક્રમના શ્રીગણેશ મંડાય, શ્રી એ. યુ પરમારની કલેરીયોનેટના મધુર સૂરોથી! કલેરીયોનેટમાં એ ફુંક મારે અને જાણે આંબાના વનમાંથી ચૈત્ર વૈશાખે કોયલનો મધુર ટહુકો દિલ લોભાવે એવો સૂર છેડે! ..અને શ્રોતાઓના દિલ બોલે, ''સંભળાવ! સંભળાવ! ભાઈ! તારી 'શરણાઈ'થી અમને ધરવી દે...આજ અમને તરસ્યા ન છોડતો!' મારા મિત્ર નવિનભાઈ શેઠ અને તેમના પિતાશ્રી વરજીવનદાસ શેઠ તો આ કલાકારની કલા પર સદાય આફ્રિન છે...

—યશવંત વ્યાસ.

---

મુખ દીયો પ્રભુ ભજનકુ,
સુનન દીયો હૈ કાન;
તીરને કુ દી દીનતા,
બૂડન કુ અભિમાન!

શ્રી યશવંત વ્યાસે

# લોકસાહિત્યમાં 'ધાર્મિક ભાવના' રજુ કરીને સૌને મંત્રમુગ્ધ બનાવ્યા !


[સ્વામિ પૂર્ણાનંદજી.]

'નવરાત્રિ ઉત્સવ દરમિયાન ગયા વર્ષે હું મુંબઈ આવ્યો. એ આશાએ કે મને મુંબઈમાં રાસ. ગરબા, ગરબીઓ રમાતી અને ગવાતી જોવા મળશે; પણ એવું જવલ્લે જ જોવા-સાંભળવા મળ્યું. આકસ્મિક યોગથી જ એક સ્થળે એક નવરાત્રિ ઉત્સવના કાર્યક્રમમાં ભાઈ યશવંત વ્યાસના લોકગીતોનો કાર્યક્રમ સાંભળવા મળ્યો. વિષય હતો, 'લોકસાહિત્યમાં ધર્મભાવના' અને સ્થળ હતું, રામબાગ, ભૂલેશ્વર. એમની લોકગીતો રજૂ કરવાની શૈલી અને લોકસાહિત્ય પીરસવાની કળા પર હું મુગ્ધ થઈ ગયો. તેમણે આ કાર્યક્રમમાં મારા પ્રિય ગ્રંથ 'રામાયણ'માંથી પણ કેટલાંક પ્રસંગો ગાઈ સમજાવ્યા; તેમાં રહેલી લોકકવિની ભાવના સમજાવીને તેમણે શ્રોતાગણ કે જેમાં સ્ત્રીઓ, પુરૂષો અને બાળકો મોટી સંખ્યામાં

હતા', તે સૌને મંત્રમુગ્ધ કરી દીધા ! સભાને એમણે 'રામમય' બનાવી દીધી !

પછી તો હું એમના એ પછીના બધી રાત્રિઓના કાર્યક્રમોમાં ગયો, અને એ ના લોકસાહિત્યની રસલ્હાણ લીધી. મુંબઈ ઈશ્વરનો પાડ માને કે તેને આવા નવયુવાન જ્ઞાની–અને ગાયક–કલાકાર મળ્યા છે. હું તેમની પ્રગતિ ઈચ્છું છું.

—સ્વામિ પૂર્ણાનંદજી.

તા ૫–૧૧ '૬૪

સ્વામિ પૂર્ણાનંદજી ખેડા જીલ્લામાં સહીજ પાસે સદાવ્રતની મઠીમાં રહીને ગુરૂ દત્તાત્રય આશ્રમ ચલાવે છે. આજુબાજુના ગામડાઓમાંથી આવતા ભલા ભોળા ગ્રામ્યજનોના અનેક દુઃખ – દર્દો, રોગો દૂર કરી તેમની યોગ્ય ચિકિત્સા કરે છે, ગ્રામ્યજનોમાં અને શહેરી જનતામાં તેમનું નામ છે અને સારૂં માન જળવાય છે. તેઓ આજન્મ બ્રહ્મચારી છે, જ્ઞાની છે, અને સેવાભાવી છે.

રાતકો ભૂષણ ઇંદુ હૈ, દિનકો ભૂષણ ભાણ;
દાસકો ભૂષણ ભક્તિ હૈ, ભક્તિકો ભૂષણ જ્ઞાન !

# જીવનના વિધવિધ પાસાઓને આવરી લેતા લોકગીતોને લોકભોગ્ય બનાવનાર શ્રી યશવંત વ્યાસ

તા. ૨૭ નવેમ્બર ૧૯૬૪ ને દિવસે, શ્રી યશવંત વ્યાસે અમારી કોલેજમાં લોકગીતોનો એક કાર્યક્રમ રજૂ કર્યો હતો. જીવનના વિધવિધ પાસાઓને આવરી લેતા લોકગીતોને તેમણે રસપ્રદ શૈલિએ અને હ્રદયસ્પર્શી ભાવો સાથે ગાઈ બતાવ્યા હતા. બસ્સો વિદ્યાર્થીઓ અને છ પ્રાધ્યાપકોએ પૂરા બે કલાક સુધી ચાલેલા તેમના કાર્યક્રમમાં શરૂથી અંત સુધી ખૂબ આનંદ માણ્યો હતો. હું ઈચ્છું છું કે આપણી સમાજીક સંસ્થાઓએ આપણા લોકગીતોનાં પ્રચારમાં ઉંડો રસ ધરાવવો જોઇએ, અને શ્રી યશવંત વ્યાસ કે :જેમની પાસે લોકગીતોને લોકભોગ્ય બનાવવાની પુરતી શકિત અને લાયકાત છે; તેઓ આ કાર્યને વધુ સફળતાથી પાર પાડી શકશે. આ દિશામાં હું તેમને વધુને વધુ સફળતા ઇચ્છું છું.



–સાવિત્રીબેન એચ. દોશી.
પ્રાધ્યાપિકા,
ગુજરાતી વિભાગ;
ઝૂનઝૂનવાલા આર્ટસ અને
સાયન્સ કોલેજ, ઘાટકોપર.



# જનસમૂહને જકડી રાખતા લોકપ્રિય લોકગાયક —

થોડા સમય અગાઉ તેમના વતન સિહોર (સૌરાષ્ટ્ર)માં શ્રી યશવંતભાઇ વ્યાસનો, લોકસાહિત્યનો એક સુંદર કાર્યક્રમ અમારી સંસ્થાના ઉપક્રમે વિશાળ જનસમૂહની હાજરીમાં યોજાયો હતો.

ભાઇશ્રી વ્યાસ પાસે લોકસાહિત્યની આગવી રજૂઆત છે; ઉપરાંત તેમની સૂઝ પણ દાદ માગી લ્યે તેવી છે; તેમની શૈલી અને જનસમૂહને વ્હેતા પ્રવાહમાં સતત જકડી રાખવાની તેમની શક્તિ ખરેખર પ્રશંસાને પાત્ર છે.

ભાઇશ્રી વ્યાસ લોકસાહિત્યનું વિશેષ સંશોધન કરી જનતા સમક્ષ મૂકે અને લોકોની દિનપ્રતિદિન સાહિત્ય પ્રત્યે વધતી જતી અભીરૂચિને તેઓ સંતોષે તેવી હાર્દિક અપેક્ષા છે.



—હરિપ્રસાદ એમ. સંઘવી.
મંત્રી :
સંગીતકલા વિહાર,
સુનીચોક, સિહોર.
(સૌરાષ્ટ્ર)



# લોકસાહિત્યમાં સમાજજીવનઃ

## વિભાગ ૬ઠ્ઠો

## ગઇ કાલનું અને આજનું અને તે સર્જનારા સંસ્કારબળો. ★

લોકસાહિત્યના મહાસાગરમાંથી મળેલાં કેટલાંક મહામૂલા રત્નોમાંથી થોડાં નીચે રજૂ કરું છું.

'આગ લગી વન ખંડમેં, દાઝયાં ચંદણ વંસ,
હમ તો દાઝયા પંખવિણ, તું કયોં દાઝે હંસ ?'

વિશાળ વનમાં એક દિવસ આગ લાગી ત્યારે ચંદનવૃક્ષો સળગી ગયા પણ ચંદનવૃક્ષ સાથે હંસ પણ દાઝયા, તેમને આગમાં બળતા જોઈ વૃક્ષોએ પૂછ્યું, 'તમે કેમ દાઝો છો ?' હંસનો ઉત્તરઃ

'પાન મરોડયા, રસ પિયા, બેઠયા એક જ ડાળ;
તુમ જલો હમ ઊડયે, જીણો કિતોક કાળ ?'

હે ! ચંદનવૃક્ષ, તારા પાંદડા મરડી મરડીને તોડયાં, તારો રસ પીધો, આપણે બન્ને એક જ નવાણ પર વસ્યા, હવે જ્યારે તું સળગતો હો, ત્યારે તને મૂકીને અમે ઊડી જઇએ, તે અમારે કેટલા ભવ હવે કાઢવા છે ?

વૃક્ષ અને પંખીઓના પ્રતીકો દ્વારા લોક કવિએ આ વિચાર કણિકામાં માનવજીવનને કેવો ઉમદા બોધ આપ્યો છે ! માણસ જ્યારે પૈસે-ટકે સુખી હોય, ત્યારે આસપાસ સગાંસ્નેહી બનીને રહેનારાવાળા ઘણાં 'મિત્રો' બની જાય છે, પણ માણસ જ્યારે દુઃખમાં આવી પડે, નિર્ધન બનીને જીવતો હોય, ત્યારે જ જે કોઈ તેનો સાથ ન મૂકે, એ જ તેનો ખરો મિત્ર સમજવો !

---

* આમાંના ઘણાંખરા ગીતો સંપાદકે 'જ્ઞાનપ્રસાર મંડળી'ના વ્યાખ્યાનોમાં રજૂ કર્યાં છે.

# જનસમૂહને જકડી રાખતા

# લોકપ્રિય લોકગાયક —

થોડા સમય અગાઉ તેમના વતન સિહોર (સૌરાષ્ટ્ર)માં શ્રી યશવંતભાઇ વ્યાસનો, લોકસાહિત્યનો એક સુંદર કાર્યક્રમ અમારી સંસ્થાના ઉપક્રમે વિશાળ જનસમૂહની હાજરીમાં યોજાયો હતો.

ભાઇશ્રી વ્યાસ પાસે લોકસાહિત્યની આગવી રજૂઆત છે; ઉપરાંત તેમની સૂઝ પણ દાદ માગી લ્યે તેવી છે; તેમની શૈલી અને જનસમૂહને વ્હેતા પ્રવાહમાં સતત જકડી રાખવાની તેમની શકિત ખરેખર પ્રશંસાને પાત્ર છે.

ભાઇશ્રી વ્યાસ લોકસાહિત્યનું વિશેષ સંશોધન કરી જનતા સમક્ષ મૂકે અને લોકોની દિનપ્રતિદિન સાહિત્ય પ્રત્યે વધતી જતી અભીરૂચિને તેઓ સંતોષે તેવી હાર્દિક અપેક્ષા છે.



—હરિપ્રસાદ એમ. સંઘવી.
મંત્રી :
સંગીતકલા વિહાર,
મુનીચોક, સિહોર.
(સૌરાષ્ટ્ર)





ગામના લુહારી રે વીરા,
તુજને વિનવું રે;
મારી માંડવડી મઢી લાવ્ય રે,
મારી સાહેલીનું બે...ડ...લું...રે !

ગામનો સુથાર, ગામનો લુહાર, ગામનો રંગારી સૌ એક સ્રીને મન સગા ભાઈ જેવા હતા. આ બધાની મદદથી સ્ત્રીએ પોતાની માંડવડી બનાવી. આ સામાન્ય લાગતા લોકગીતમાં સમાજ જીવનના સહિયારા કૃત્યનો સહિયારો આનંદ નથી શું ? આજેય આપણે શહેરી સ્ત્રીઓને શાકભાજીવાળાને કે બંગડીવાળાને પણ 'ભાઇ !' 'મારા !' કહીને પોતાનું મન માન્યું કામ કઢાવી લેવાની કળા અજમાવતી નથી જોતા ? સ્ત્રીના આ ગુણને તેની આવડત તરીકે જ ઓળખવો જોઇને ?

આ વિષે ઘણાંખરા ગીતો આગલા પ્રકરણમાં (કુટુંબ જીવનમાં) આવી ગયા છે, એટલે તેનું પુનઃઉચ્ચારણ કે વિવરણ ન કરતાં બીજા મુદ્દા પર આવીએ

લોકસાહિત્યની કેડી પાડનારા ભલે સામાન્ય માનવીઓ હતા પણ તેમણે સમાજજીવનની મર્યાદા કદિ લોપી નહિ. ભલે પછી તેઓ ખેડૂત કોમના હતા કે નીચલા થરના હતા, ચારણ હતા કે રજપુત હતા, આહીર હતા કે મેર હતા. પણ તેમના જીવનમાંથી કેવી સચ્ચાઈ નીતરતી હતી ? તેમના પછી આવનાર પેઢીને તેમણે સાચો રાહ બતાવ્યો.

## સોરઠી પ્રેમકથાના પાત્રો

આ કથન માટે અભ્યાસીઓને સોરઠી પ્રેમકથાઓ તપાસી જવાની મારી ભલામણ છે. સૂરજની સાખે પરણેલા છતાં એકબીજાને સ્પર્શ્યા વિના રહેલા પતિ-પત્ની આણલદે અને દાલરો, પ્રથમ દ્રષ્ટિએ જ નાગમદે નામની કોઈ યુવતી પોતાની

લોકકવિ શ્રી દુલાભાઇ કાગનું પેલું ભજન 'વડલો કે'છે મારી વડવાઈયું સળગી ને મેલી દ્યો તમે જૂના માળા.'..........................

એ ઉપરના દુહાની ભાવના પર જ આધારિત છે ને? આ કથાના મૂળ મહાભારતની એક કથામાં છે. એ ભજનની એક પંકિત જૂઓ:

**'આશરે અમે તારાં ઈંડા ઉછેર્યા ને, ખાધાં ફળ રસવાળા,'**
**મરવા ટાંણે, સંગ મેલી દે, ઈ મોઢાંરે, મશવાળાં !' ***

કોઈ નિબંધ લેખકને કે કોઇ પ્રખર વકતાને જે સમજાવવા માટે લાંબું ભાષણ આપવું પડે કે પાનાંના પાનાં લખવા પડે, તેને લોકકવિએ ટૂંકા દુહાની બે પંકિતઓમાં જ સમજાવી દીધું !

**પાત્ર બિગાડે ફળ ડસેં, બૈઠે શીતલ છાંય;**
**તુમ જલો, હમ ઉડિયે, જીવનકા ફલ નાંય !**

સૃષ્ટિ પર સમાજજીવન કેમ ઘડાયું? માનવીને સમાજ રચવાની જરૂર કેમ જણાઈ? માનવીને સુખમાં તો કદાચ 'સમાજ'ની જરૂર નહિ લાગતી હોય, પણ દુઃખમાં 'સમાજ' સાંભર્યાં વિના રહે છે? એટલે જ તો ભગવાન મનુએ સમાજના નિયમો માનવી માટે ઘડયા, માનવીએ માનવીના દુઃખ વખતે શું કરવું એ સમજાવ્યું. માનવી–માનવી મળ્યા, અને સમાજ થયો. બન્ને પરસ્પરના સુખદુઃખોની લાગણી સમજતા થયા; પરસ્પરના દુઃખોમાં ભાગ લેતા થયા.

સ્ત્રીજીવનની જ વાત લઇએ, નવરાત્રિના દિવસો આવ્યા. સ્ત્રીને ગરબી રચવાની જરૂર પડી. એટલે એણે ગરબો ગાતાં ગાતાં ગાયું.

**ગામના સુથારી રે વીરા, તુજને વિનવું રે;**
**મારી માંડવડી ઘડી લાવ્ય રે,**
**મારી સાહેલીનું બે...ઠ...ણું...રે !**

---

* આ આખું ગીત 'કાગવાણી' ભાગ ૩ માં જોવું.

વિદાય પછી કે મૃત્યુ પછી) ફરીથી પરણી શકી હોત, ફરીથી સંસાર માંડી શકી હોત, પણ એને મન તો એણે પેલા સોમનાથની સખાતે જતા 'રાસવીર સાથે ગાળેલી એક રાત' જ સાચો સંસાર હતો, એમાં જ એના જીવનનું સુખ સમાઇ જતું હતું! કેવી ઉદાત્ત ભાવના! કેવો અવિચળ પ્રેમ!

**ધન્ય છે, એ સ્ત્રી જીવનને!...જેણે ભારતીય સ્ત્રી માટે સતી સીતા, સાવિત્રી કે દમયંતી પછી પણ એ પ્રણાલિકા જાળવી રાખવા પોતાનું જીવન સુખ સમર્પ્યું!**

° ° °

આ ગઈ કાલના સમાજ જીવનની વાત. હવે આજના સમાજ જીવનના પ્રતિબિંબ ઝીલતું લોકસાહિત્ય જોઇએ.

## એક પર બીજી પત્ની લાવવાના પ્રતિબંધક કાયદાની ભીતરનું લોકગીત!

મુંબઇ સરકારે દ્વિપત્ની પ્રતિબંધક કાયદો પસાર કર્યો છે! એ કાયદો ગરીબ-શ્રીમંત, સામાન્ય, અસામાન્ય અને શહેરી તથા ગ્રામ્ય જનતાને એકસરખોજ લાગુ પડે છે! હવે આ કાયદાની ભીતરમાં કેવા કેવા કારણો છૂપાયા છે, કે જેનાથી આ પ્રથાને બંધ કરવા કાયદાનું સ્વરૂપ આપવું પડ્યું છે, તે સમજવા આ લોકગીત તપાસીએ.

આ લોકગીત સુરત તરફની દુબળા કોમમાં ગવાતા લોકગીતોના સંગ્રહમાંથી સાંપડયું છે.

સાકરિયા શેરડી વાવી મથુરિયે,
સાકરિયા શેરડી વાવી રે લોલ.
વાઢી વાઢીને ભારા બાંધ્યાં મથુરિયે,
વાઢી વાઢીને ભારા બાંધ્યા રે લોલ.

સામે ટીકી ટીકીને જોઈ રહી છે, એ ખબર પડતાં જ પોતાના મોં આગળ પાઘડી ધરી દેતો નાગવાળો, માત્ર એક વચન ખાતર સો સો નવચંદરી ભેંસો શોધવા નીકળતો પ્રેમી વિજાણંદ, કે હલામણ જેઠવાની 'સમસ્યા'ઓ ઉકેલવાની બુદ્ધિ પર આફ્રિન થઇને તેને દિલ દઈ બેસતી સોન જેવી ચતુર સ્ત્રી જેવા પાત્રો કઇ વિદ્યાપીઠના સ્નાતકો હતા? * છતાં તેમણે તેમના આદર્શ જીવનથી સમાજ માટે દાખલા બેસાડયા છે, તે નવી પેઢી માટે કેવા પ્રેરક છે? પોતાની સામે નિહાળતી યુવતી પરથી નજર ફેરવી લેનારા કે વચ્ચે પુસ્તક ધરીને આવરણ ઊભું કરનારા યુવાનો આજે, આ સુધરેલા સમાજમાં પણ કયાં જોવા મળે છે?

## ભીલ કન્યાનો આદર્શ

ભગવાન સોમનાથનું મંદિર તોડવા ધસી આવતા મહમંદ ગઝનીની ચઢાઈ સામે 'સોમનાથની સખાતે' જતાં અરઠીલા ગામનો હમીરજી ગોહિલ, ગીરની ડુંગરાળ ઝાડીઓ વચ્ચે વસવાટ કરતા ભીલોના આગેવાન, વેગડાની કન્યા સાથે પરણે છે. માત્ર એક જ રાત સાથે રહે છે અને પોતાનું સંતાનબીજ ભીલપુત્રીના ઉદરમાં મૂકતો જાય છે! બીજી સવારે તો એ ચાલી નીકળે છે! એને ખબર જ છે (અને તેને પરણનાર ભીલ કન્યાને પણ ખબર જ છે) કે પોતે (હમીરજી ગોહીલ) પાછો આવવાનો નથી, છતાં આ ગોહીલ હસતે મોંએ મોતને ભેટે છે, પણ તેનું કુળ-વંશ વેલો-વધારે છે, પેલી ભીલ કન્યા! એક જ રાત્રિનો લગ્ન-સંસાર! પણ કયાંય 'મનની ઓછપ નહિ. કે દિલનું દુઃખ નહિ!' આ છે, લોકસાહિત્યમાં સમાજજીવન-સર્જનારા પરિબળો, કે જેમણે સમાજે નિયત કરેલી મર્યાદા કદિ લોપી નહિ! એ ભીલ કન્યાએ ધાર્યું હોત, તો (હમીરજી ગોહીલની

---

* વધુ દાખલાઓ માટે જૂઓ મેવાણીનું 'સોરઠી પ્રેમકથાઓ' નામનું પુસ્તક.

વિદાય પછી કે મૃત્યુ પછી) ફરીથી પરણી શકી હોત, ફરીથી સંસાર માંડી શકી હોત, પણ એને મન તો એણે પેલા સોમનાથની સખાતે જતા 'શરવીર સાથે ગાળેલી એક રાત' જ સાચો સંસાર હતો, એમા જ એના જીવનનું સુખ સમાઇ જતું હતું' કેવી ઉદાત્ત ભાવના! કેવો અવિચળ પ્રેમ!

ધન્ય છે, એ સ્ત્રી જીવનને!...જેણે ભારતીય સ્ત્રી માટે સતી સીતા, સાવિત્રી કે દમયંતી પછી પણ એ પ્રણાલિકા જાળવી રાખવા પોતાનું જીવન સુખ સમર્પ્યું!

° ° °

આ ગઈ કાલના સમાજ જીવનની વાત. હવે આજના સમાજ જીવનના પ્રતિબિંબ ઝીલતું લોકસાહિત્ય જોઇએ.

## એક પર બીજી પત્ની લાવવાના પ્રતિબંધક કાયદાની ભીતરનું લોકગીત!

મુંબઇ સરકારે દ્વિપત્ની પ્રતિબંધક કાયદો પસાર કર્યો છે! એ કાયદો ગરીબ-શ્રીમંત, સામાન્ય, અસામાન્ય અને શહેરી તથા ગ્રામ્ય જનતાને એકસરખોજ લાગુ પડે છે! હવે આ કાયદાની ભીતરમાં કેવા કેવા કારણો છૂપાયા છે, કે જેનાથી આ પ્રથાને બંધ કરવા કાયદાનું સ્વરૂપ આપવું પડયું છે, તે સમજવા આ લોકગીત તપાસીએ.

આ લોકગીત સુરત તરફની દુબળા કોમમાં ગવાતા લોકગીતોના સંગ્રહમાંથી સાંપડયું છે.

સાકરિયા શેરડી વાવી મથુરિયે,
 સાકરિયા શેરડી વાવી રે લોલ.
વાઢી વાઢીને ભારા બાંધ્યાં મથુરિયે,
 વાઢી વાઢીને ભારા બાંધ્યા રે લોલ.

મુંબઇ વેચવા ગ્યો'તો મથુરિયો,
મુંબઇ વેચવા ગ્યો'તો રે લોલ.
સૌકું રૂપિયા લાવ્યો મથુરિયો,
સૌકું રૂપિઆ લાવ્યો રે લોલ.

મથુરિયા નામના ખેડૂતે પોતાના ગામડા ગામના ખેતરમાં શેરડી વાવી. તેનો પાક સારો થયો એટલે ભારા બાંધીને મથુરિયો મુંબઇ શેરડી વેચવા ગયો. તેમાંથી તેને સોથી વધારે રૂપીયા મળ્યા ! પછી ? પેલી કહેવત મુજબ, સુખમાં સાભરે સોની અને દુઃખમા સાંભરે રામ !

રૂપિયા મળ્યા એટલે મથુરિયો ઉપડયો, સોનીને ત્યાં !

તે બે બૈરીનો ધણી હતો.

એટલે,

નવીને સાંકળા ઘડાવ્યા મથુરિયે,
જૂની રિસાઈને ચાલી રે લોલ.

જેવા સો રૂપિયા હાથમાં આવ્યા, એવા મથુરિયાએ તેના સોનાના સાંકળા (કકંણ) ઘડાવ્યા, પણ ઘરે આવ્યો ત્યાં થઇ તકરાર નવીને રીઝવવા જતાં જૂની રિસાણી ! પછી તો ઘરમાં નવીજૂની વચ્ચે રોજ રોજ ઝગડાઓ વધતા ચાલ્યા ! જૂનીને મનાવવા જતાં નવી રિસાય, અને નવીને રિઝાવતાં જૂની રિસાય ! ઘરના નાના નાના કજીયા કંકાસની મથુરિયાના મગજ પર કેવી અસર થઈ.

બંગડી લેવા ગ્યો'તો મથુરિયો,
ચૂંદડી લઈને આવ્યો રે લોલ.
કોથમીર લેવા ગ્યો'તો મથુરિયો,
આદુ લઇને આવ્યો રે લોલ !
દર્શન કરવા ગ્યો'તો મથુરિયો,
ઝાંપે જઇને આવ્યો રે લોલ !

આમ, મથુરિયાના રોજેરોજના કામમાં કંડાળો, ભૂલો અને એકને બદલે બીજું થતું ગયું ! એના કંકાસને કોઈ સીમા ન રહી, એટલે મગજની અસ્થિરતા પણ વધતી ગઈ, પરિણામે—

બળ્યું, તારૂં જીવવું ને બળ્યું તારૂં રળવું.
બળ્યું સંસારમાં રહેવું રે લોલ !'

બે બૈરીના ધણીની હાલત, ઘરસંસારના રોજબરોજના ઝગડા, કજીયાકંકાસ અને અશાંતિના કારણે કેવી દયામણી થઈ જાય છે! જેના ઘરમાં શાંતિ નથી, જેના મનમાં શાંતિ નથી, જેના જીવનમાં શાંતિ નથી, એ માનવી પછી લાખ્ખો રૂપિયા કમાયો હોય તો ય શું? પૈસાથી કાંઈ શાંતિ થોડી ખરીદી શકવાનો હતો? આ લોકગીત તદ્દન સરળ છે, પણ લોકકવિએ બે બૈરીના ધણીને આ ગીતનો નાયક બનાવીને અંતે તેમાંથી કેવો બોધ અને સાર કાઢયો છે? આ લોકગીત, સરકારના દ્વિપત્ની પ્રતિબંધક કાયદાના પ્રચાર માટે કેટલું ઉપયોગી થઇ પડે તેમ છે!

## ઓરડીની સમસ્યાનું લોકગીત :

આવું જ એક બીજું લોકગીત, જે લોકકવિ શ્રી. મગનલાલ ચાંદલિયાની કલમે લખાયું છે, તે પણ આપણી સરકાર, કુટુંબ નિયોજન, ફેમીલી પ્લાનીંગ (બર્થ કન્ટ્રોલ) નો જે રીતે પ્રચાર કરે છે, તેના કરતાં ઘણી સચોટ અસર કરે તેવું સબળ લોકગીત છે.

'ઓરડી થઈ ગઇ સાંકડી, એની પાઘડી મોટી થઇ રે,
આજ હું શોધું, ઓરડી આખા ગામમાં ગાંડો થઈ રે.'

લોકકવિ વગર પાઘડીએ ઓરડી શોધવા નીકળે છે, અને તેના અનુભવે તેને જાણવા મળે છે કે વખત જતાં ઓરડી નાની નાની થતી જાય છે અને તેની પાઘડી (ની-રકમ) મોટીને મોટી થતી જાય છે! ગરીબ બિચારો લોકકવિ એક ઓરડીની પાઘડીના રૂપિયા કયાંથી લાવે ?

'ઓરડી માટે ઇંટ મળે નહીં, મેડિયું મોટી થઇ રે,
ઓરડી કેરાં 'મુરતિયાં'ની ફોજું ફરી રહી રે!

લોકકવિ જેવાં ઘણાં ગરીબ યુવકો 'ઓરડી'ના લગ્ન માટેના ઉમેદવારો (મૂરતિયા) બનીને ફરી રહ્યાં છે, પણ ઓરડી મળતી નથી, (અલબત્ત, પાવડી વગર!)

ઘણાં ઘણાં કારણો બતાવી, એ વગર પાઘડીએ ઓરડી શોધવા નીકળે છે, પણ તેને કોઈ દાદ દેતું નથી! છેલ્લે થાકેલો, કંટાળેલો એ લોકકવિ વૈજ્ઞાનિકોને સંબોધીને કહે છે કે,

'મનમાં થાતું ઢાલ ટીપું આખા જગતને ચોરે જઇને,
ખેતરે ખેતરે અન્નની સાથે ઓરડી વાવો ભઈ રે...ઓરડી!'

આ વૈજ્ઞાનિકો બધા એટમ બોમ્બ, હાઈડ્રોજન બોમ્બ અને જાતજાતના શસ્ત્રોની શોધખોળમાં પડયા છે, અને જગતનો વિનાશ બને તેટલો જલ્દી કેમ થાય તેની શોધમાં પડયા છે! શા માટે તેઓ એવી કોઈ શોધ નથી કરતા કે જેથી ખેતરમાં એક ઓરડી વાવીએ અને દશ ઓરડી ઉગી નીકળે!

પણ હતાશ થએલો–નિરાશ થએલો લોકકવિ, એ જાણે છે કે વૈજ્ઞાનિકો એવી શોધ કરી શકવાના નથી! એટલે છેલ્લે જાણે કે પોતે 'ફેમિલી પ્લાનીંગ''નો (કુટુંબનિયોજન યોજનાનો) પ્રચાર કરતો હોય તેવી અદાથી કહે છે.'

'જનમ' લેતાં જાળવજે, નવા જનમનારા ભઈ રે!
'જનમ' લેતો આવજે, તારી ઓરડી સાથે લઈ રે!'
ઓરડી થઈ ગઈ સાંકડી એની પાઘડી મોટી થઈ રે!*

વૈજ્ઞાનિકોએ એવો ચેતવણીનો સૂર સુણાવ્યો છે કે આજની ઝડપે જો જગતની વસ્તિ વધતી જશે, તો આવતા સો વર્ષમાં આ પૃથ્વી પર

* આ ગીત ઘણું લાંબું હોઇ મુખ્ય પંક્તિઓ જ આપી છે.

માનવીને માત્ર ઊભા રહેવાની જ જગ્યા રહેશે! એટલે એ કથનને સહારે પેલા લોકકવિએ કહ્યું કે 'ભાઇઓ! બર્થ કન્ટ્રોલનો અમલ કરો, નહીં તો નવા જન્મ લેનાર બાળક માટે આ જગતમાં હવે રહેવા માટે જગ્યા નહીં મળે, એટલે એને કહેવું પડશે કે ભાઇ (કે બહેન!) જનમ લેવોજ હોય, તો તારી ઓરડી સાથે લઈને જન્મ લેજે!'

° ° °

## સરકાર, કાયદા અને લોકગીતો

આપણી સરકારે દારૂબંધીનો કાયદો પસાર કર્યો પછી તેના ફાયદા સમજાવવા લોકકવિઓને અને સંગીતકારોને તેના પ્રચાર અર્થે નાના નાના ગામડાઓમાં મોકલી આપ્યા હતા, કારણ કે શહેરીઓ તો ભણેલા ગણેલા હોઇ સરકાર જે કાયદો પસાર કરે તેનો અભ્યાસ કરી તેની વિગતો જાણી શકે, પણ ગામડાંનો અશિક્ષિત લોકો તેની માહિતી ક્યાં મેળવવા જાય?

પણ દારૂબંધીના એક માત્ર કાયદાના ફાયદા સમજાવવા જ લોકકવિઓ કે લોકગાયકોનો શા માટે ઉપયોગ થાય છે? સરકારે બીજા ઘણાં કાયદાઓના ફાયદા અને તેને લગતી માહિતી સમજાવવા પણ લોકકવિઓનો અને લોકગાયકોનો ઉપયોગ કરવો જોઇએ. સરકાર જે કાર્ય કડકમાં કડક ફરમાન કાઢીને નથી કરી શકતી, તે લોકગાયકોની મીઠી મધુર વાણી અને તીર જેવા તીક્ષ્ણ શબ્દો કરી શકે છે!

—સંપાદક.

## લોકકવિ ગિરધરનું એક મુક્તક :

સવાલ :

જલસે પતલા કૌન હૈ,
કૌન ભૂમિસે ભારી ?
કૌન અગ્નિસે તેજ હૈ,
કૌન કાજલસે કારી ?

જવાબ :

જલસે પતલા જ્ઞાન હૈ,
પાપ ભૂમિસે ભારી !
ક્રોધ અગ્નિસે તેજ હૈ,
કલંક કાજલસે કારી !

※

ઉપરના કથન માટે કોઈ દાખલાઓની જરૂર છે ? રાજા રાવણથી માંડીને જર્મનીના એડોલ્ફ હિટલરના દાખલાઓ આપણી સામે મોજુદ છે. હિટલરના ક્રોધે દુનિયાને વિશ્વયુદ્ધમાં હોમી દીધી, રાવણના કલંકે તેના કુળનો નાશ કર્યો, અને કૌરવોના પાપે ભૂમિનો ભાર વધારી દીધો; જે માટે પછી કુરુક્ષેત્રનું યુદ્ધ લડાયું !

# લોકગીતોથી લોકસમૂહને કેળવવા તૈયાર થએલા લોકપ્રિય લોકગાયક – શ્રી વ્યાસ



મુંબઈમાં નવરાત્રિ ઉત્સવ દરમિયાન જાણીતા લોકગીત ગાયક શ્રી યશવંત વ્યાસના ગુજરાત સૌરાષ્ટ્રના લોકગીતો સાંભળવાની મને તક મળી. ત્રણ કલાક સુધી ચાલેલા તેમના કાર્યક્રમને ખુબ રસથી સાંભળ્યા પછી પણ લોકો કંટાળ્યા નહોતા પણ વધુ સાંભળવા માટે ઉલટભેર પ્રશંસાપૂર્વક વિનંતી કરતા હતા! જનસમૂહને કેળવવાની ચોક્કસ દ્રષ્ટિથી લોકગીતો રજૂ કરતા શ્રી યશવંત વ્યાસ તેમના આ હેતુને સારી રીતે સિદ્ધ કરી શકશે. આપણાં જૂના લોકગીતો પર આધારિત આજના કેટલાંક આધુનિક ફિલ્મી ગીતોના રાગોને શોધીને રજૂ કરવાની તેમની સંશોધનવૃત્તિ ખરેખર આશ્ચર્ય પમાડે તેવી છે. શ્રી વ્યાસની આ અતિ મૂલ્યવાન કલાને હું સફળતા ઈચ્છું છું.

—ઉપાકાંત જે. લાઠીવાલા.
બી. એસ. સી.
( કાર્યવાહક સભ્ય; સૂર સિંગાર સંસદ )

> જેમને મહારાષ્ટ્ર સરકારે તાજેતરમાંજ જે. પી. નો ખિતાબ આપ્યો છે.



# આપણાં સમૃદ્ધ 'વારસા'ના

# મહાન પ્રચારક યશવંત વ્યાસ



શ્રી યશવંત વ્યાસના લોકગીતો સાંભળવાની મને બે વખત તક મળી છે. આ લોકગીતો યશવંત વ્યાસ મધુર હલકે અને વિશિષ્ટ સમજાવટથી રજૂ કરે છે. સિનેમાના ગીતોની તરજો અને જૂના લોકગીતોના ઢાળ સરખાવીને રજૂ કરવાની તેમની શૈલી કોઈને પણ મુગ્ધ કરે તેવી છે; લોકગીતો એ આપણો સમૃદ્ધ વારસો છે. આજે એ ભૂલાઈ રહ્યું છે, ત્યારે શ્રી વ્યાસ જેવા તેનુ સંશોધન અને અભ્યાસ કરીને એ વારસાને જાળવી રહ્યા છે; એ આનંદની વાત છે.

—આશા પારેખ.

તા. ૧-૯-૬૧



# ભાતીગળ ભૂતકાળને જીવંત રાખતી લોકવાણી

સોરઠી સાહીત્ય માત્ર દુહાઓ અને ગીતોમાં જ ઝીલાયું છે એમ નથી. ગદ્યદેહે પણ વીપુલ સામગ્રી કોઈ સંશોધકની રાહ જોતી પડી છે. ચારણો ઉપરાંત ભાટ, તુરી લોકો, રાવડીઆ. મોતીસર, લુંઘા, મીર વગેરે લોકોનો તો વ્યવસાય જ વહીવંચા ઇતિહાસકારોનો છે. આ લોકો પાસે ઇતિહાસીક, સામાજીક, સત્ય, અર્ધ સત્યના અનેક વાર્તાઓના ભંડાર ભર્યા છે. એમની કથનશેલી વેગીલી ચિત્રાત્મક અને અત્યંત જોશીલી હોય છે. શૌર્ય અને પ્રેમ, સરફરોશી અને સ્વાર્પણ, ઝિંદાદીલી અને જાનફેસાની, દુશ્મનાવટ અને દાતાઈ, અડગતા અને અટંકીપણું, સોરઠી જીવનના આ ભાતીગળ ભૂતકાળને રજૂ કરતી ગદ્યકથાઓ આ વ્યવસાઈ વાર્તાકારોને કંઠે જીવતી રહી છે.

—ચુનીલાલ મડીયા.



બાંધી ઢાલ તલ્વાર, વ્હારે ચડે જે વાલમો;
ધન્ય એ અવતાર, સાચું સોરઠીઓ ભણે!

## અર્વાચીન કવિઓના કેટલાક દુહાઓ:

'નજરે નજર મળતી, એમાં નહીં ઠેકો નહીં તાલ;
આછેરા ઘૂંઘટની આડે, ઉછળે ઝાઝું વ્હાલ!'

—કવિ રાજેન્દ્ર શાહ.

'ચેહ ઠરે દુ:ખડા ઠરે, ઠરી જાય ખટરાગ;
પણ ઇર્ષાની આગ, કારે ત્યમ બમણી ઠરે!'

—કવિ વેણીભાઈ પુરોહિત.

'ડગર, મગર ને કાચબા, જલ સૂકે ચલ જાય;
સાચો સ્નેહ મીનકો, જલ સૂકે મર જાય!

—કવિ તનસુખ ભટ્ટ.

આપ બળે એકલ ખૂણે, ધૂપ બધે પ્રસરંત;
જગમાં એવા જનમિયાં, અગરબત્તી ને સંત!

—કવિ તનસુખ ભટ્ટ.

### પ્રાચીન કવિનો એક દુહો!

'તુલસી બાંહ સપૂતકી, સપનેમેં અડ જાય;
આપ નિભાવે જીવતાં, ઔર લડકે કો કહ જાય'

તુલસીદાસજી કહે છે કે સપુત કે સજ્જનની બાંય (હાથ) જો સ્વપ્નમા પણ સ્પર્શી જાય, તો તેથી કેવો લાભ થાય છે? તે પોતે તો આપણને જીવે ત્યાં સુધી નિભાવી જાય છે પણ પોતે મર્યા પછી પોતાના પુત્રને પણ આપણને નિભાવવાનું કહેતા જાય છે! આવી છે સજ્જનતા; આવો છે, સજ્જનતાનો ગુણ!

# લોકભાષાનું બળ

**વિભાગ ૭ મો**

**તલવારથી પણ તીક્ષ્ણ વાણી.**



એક જમાનામાં જ્યારે રાજા મહારાજાઓ યુધ્ધે ચઢતાં, કે બહારવટિયાઓ જ્યારે બહારવટે નીકળતા, ત્યારે ચારણુના કવિતો કે બારોટની બિરદાવલીઓ, તેમના બાહુઓમાં ગજબનું બળ પૂરતા ! ત્યારે ચારણુ કે ગઢવીની વાણી તલવારથી પણ તિક્ષ્ણુ ધારનું કામ કરતી ! રણસંગ્રામમાં શૌર્યગીતો કે વીરરસના દુહાઓ તેમના બાહુબળમાં વધારો કરતા !

'કુંથા ! રણમાં પેઠકે કોનો જૂએ સાથ ?
સાથી તારા ત્રણ છે, હૈયું, કટારી હાથ !'

–આ–કે આવા દુહાઓ લડનારને પાનો ચઢાવતા, પૌરસ ચઢાવતા.

ધ્રૂવ ચળે ને મેરૂ ડગે, મહદધ મેલે માણ;
જોગો કીં જાતી કરે, ક્ષત્રિયવટ ખૂમ્માણુ ?'

જોગીદાસ ખૂમ્માણુની આ ક્ષત્રિયવટને બિરદાવતા કવિ કહે છે કે જોજે, ધ્રૂવનો તારો ચળે તો તેને ચળવા દેજે, દરિયો માઝા મૂકે તો તેને મૂકવા દેજે, પણ તુ તારૂં લીધેલું વચન (તારી જન્મભૂમિ, સાવર કુંડલા લેવાનું) ન મૂકતો !

---

લોકવાણીમાં થોરના કાંટા છે અને જુઇના ફુલ છે;
એમાં અમાસના કાળાં ડીબાંગ રૂપ ભર્યાં છે
અને એમાં ગોરી પૂનમના તેજ છે.

— જિતુભાઇ મહેતા.

'અથવા' 'મૂળુ માણેક'ના બહારવટાને ઉત્તેજતો આ દુહો જુઓ :

મૂળુ મૂછે હાથ, બીજે તલ્વારે તહાં;
હત જો ત્રીજો હાથ, (તો) નમત નર અંગ્રેજ ને !

અને કાયરને ઓરો કરે, બાયલાને પાણી ચડાવે અને હાથમાં તલવાર લઇને ઝાટકા બોલાવવાનું જોમ આપે એવું આ શૌર્યગીત, લોકબાનીની તાકાતનો પરચો નથી આપતુ ?

ના છડિયા હથિયાર, અલ્લાલા બેલી !
મરણે જો હકડી વાર...અલ્લાલા બેલી !
દેવો ભા ચેતો, મૂળુભા વંકડા !
ના છડિયા હથિયાર..અલ્લાલા બેલી !

'ખબરદાર ! મૂળુભા ! હિમ્મત ન હારતા, એક વાર મરવાનું તો છે જ ! પછી હથિયાર છોડવાની વાત શા માટે ? હિમ્મત હારવાની નથી ! ઉઠાવો તલ્વાર, અલ્લા આપણો બેલી છે ! ઝૂકાવો જંગમાં !...' એમ દેવુભા કહે છે !

વાઘેર મારે છે લાઠીના માર, સંગડા ના કરીએ રે મારા
પરદેશી પાંહડા !

મૂળુએ ચિચોડા માંડિયો, ને વાઘેર ભરડે વાડ;
સોલ્જરની કરી શેરડી; ઓર્યા ભડ ઓનાર !

આ લોકવાણીની ઉપમા તો જૂઓ ! બહારવટિયા ને શરાતન ચડાવવાની તેની રીત કેવી છે ? મૂળુ માણેકે અંગ્રેજ સરકાર સામે ય મોરચો માંડયો છે, અને સોલ્જરોની શેરડી બનાવી છે, તેને ક્રાંતિના સંચામાં ઓરવા (નાખવા) માંડયા છે ! આવી આવી વાતોથી પછી બહારવટિયાઓ શાંત બેસે ?

---

ગોમતીએ ઘૂંઘટ તાણીયો, રોવે રણછોડરાય
મોતી હતું, રોળાઇ ગયું, એવો માણેક મૂળવો !

જુનાગઢ રાજ્ય સામે બહારવટુ ખેડનાર કાદુ મકરાણીની મર્દાનગીને બિરદાવતો આ દુહો જુઓ

'સાવજ ત્રાડે ગિરમાં, જુનાણે તારી હાંક;
દુશ્મનના કાપ્યા નાક, કરડા થઈ તેં કાદુડા !'

અને પેલા પ્રચલિત લોકગીતની પ્રથમ પંક્તિ જ લ્યો ને–

ડુંગરે ડુંગરે કાદુ ! તારા ડાયરા,
દારૂગોળાની વાગે હાકમ ઠોર રે;
મકરાણી કાદુ ' ડંકો દીધો તેં સોરઠ દેશમાં !

આ સોરઠી બહારવટિયા ' શા માટે સ્વ. મેઘાણીએ તેમને બિરદાવ્યા ? કારણકે બહારવટે ચડ્યા પછી પણ તેમને નીતિ નિયમોના બંધનો હતા ' સ્ત્રી પર કુદૃષ્ટિ ન કરવી, કોઈ બહેન દિકરી જેવી ગરીબ કન્યાની લાજ લૂંટાતી હોય તો જાનનું જોખમ વહોરી લેવું, ગરીબને ત્રાસ ન દેવો વગેરે

એ લોકભાવાની બિરદાવળી તો જૂઓ :

'વાટકી જેવડી વાવડી, 'રાવણ' જેવો રામ;
ભાંગ્યા, ગાયકવાડી ગામ, રેંઢે દિ'યે રામડા !'
'ધારી અમરેલી ધ્રુજતાં, ખંભા થરથર થાય,
દરવાજા દેવાય, રેંઢે દિ'યે રામડા !'

બહારવટિયાઓની મર્દાનગીના કે બહાદુરીના કેટકેટલા દુહાઓ રજુ કરું ' ખમીરવંતી લોકભાવાએ,–દુહાઓએ, અને સ્ત્રીઓના રાસોએ, તેમના બહારવટાને વધુ ઓપ આપ્યો !

° ° •

નારીયું નિત રંડાય, પુરૂષ કદિ' રંડાય નહિ;
આખો રંડાણો આજ, જાતાં માણેક મૂળવો !

પકડીને રાજાના ચરણે ધરી દેવાની પ્રતિજ્ઞા લઈ આરબ જંગ સલિમ પોતાના ચુનંદા સૈનિકો સાથે ચાલી નીકળ્યો.

ચાર મહીના સુધી સલિમ આરબ સેનાપતિ અને બહારવટિયા વેલુભા વચ્ચે સંતાકૂકડી જેવું યુદ્ધ જામ્યું. બહારવટિયાના સમાચાર સલિમ આરબને મળે ત્યાં તો બહારવટિયો છટકી જાય. આમ કરતાં કરતાં નાનામા ડુંગર પર બહારવટિયો વેલુભા જંગે બહાદૂર આરબ સલિમની ફોજે વચ્ચે ઘેરાઈ ગયો. તલવારો ખણુંખણી અને લોહીની નદીઓ વરસી. વેલુભા બન્ને હાથે તલવારો ઝાલીને ઝીંક બોલાવતો. કોઇ કહેતું કે તેને 'જુણુવા બાપા'ની સહાય છે. પણ અંતે આરબના ગાળિયામાં બહારવટિયો ઝડપાઈ ગયો.

સેનાપતિ સલિમ આરબજંગે પકડીને તેને કચ્છના મહારાજાની સમક્ષ હાજર કર્યો.

કચ્છની રાજધાનીનું શહેર ભૂજ. પરોઢિયે ત્યાં હંમેશ શરણાઇના મીઠા સૂરો વાતાવરણમાં ગૂંજી ઉઠતાં, તે ભણી ગામ ગામથી લોકો ધસી આવ્યા. 'બહારવટિયો વેલુભા પકડાયો! વેલુભા પકડાયો,'ની વાત આખા કચ્છમાં ફેલાઈ ગઇ. સાત સાત વર્ષથી કચ્છને રંજાડતા બહારવટિયા વેલુભાને ફાંસીની સજા થઈ. ફાંસી માટે બહારવટિયો તૈયાર જ હતો. પણ સૌને આશ્ચર્યમાં ગરકાવ કરે તેવો બનાવ હવે બન્યો.

ફાંસીનો ગાળિયો બહારવટિયાના ગળામાં નાંખવામાં આવ્યો. કાળો બુરખો માથે ઢાંકવા માટે તૈયાર કરવામાં આવ્યો તે પહેલાં બહારવટિયાની કોઈ છેલ્લી ઈચ્છા બાકી હોય તો તે માટે તેને પૂછવામાં આવ્યું. તેણે કહ્યું, "હા! મરતા પહેલાં મારી એક ઈચ્છા છે. નખત્રાણા તાલુકામાં રૈયતને રંજાડતા એક દીપડાને જીવતો પકડીને મારે મહારાજાના પગમાં નાખવો છે.'

સૌ આશ્ચર્યચકિત થઈ તેની આ વાત સાંભળી રહ્યા. કેટલાંક હસ્યા. કેટલાંક ગંભીર બની ગયા. મહારાજાએ તેની આ ઇચ્છા મંજૂર રાખી.

## હથિયાર વગર દીપડાને પકડયો !

મહારાજાનો રસાલો નખત્રાણાના એ જગતી પ્રદેશ ભણી ઉપડયો ચરવડા નદીના કોતરોમા એક દીપડો રહે દીપડો બારે લુચ્ચો લોકોના ઢોર પર તરાપ મારી કયાય સતાઈ જાય, તે કોઇને ખબર ન પડે

સૌને એક સ્થળે મૂકી બહારવટિયો વેલુભા, પેલા દીપડાની બોડ પાસ ગયો દીપડો બહાર નીકળવાની રાહ જોઇને બેઠો 'જીવતા મોત' જેવો વિકરાળ, બરછી જેવા દાત બતાવતો અને લસલસ કરતી જીભ ઝૂલાવતો દીપડો બહાર નીકળ્યો બાજ પક્ષીની અદાથી વેલુભાએ તેના પર તરાપ મારી અને તેને બન્ને હાથની પકડમા ઝાલ્યો બિલાડીના બચ્ચાની જેમ પકડીને દીપડાને કચ્છના મહારાજાના ચરણમા ફેકયો દીપડો જેવો મહારાજા પર હુમલો કરવા ધસ્યો, ત્યા ફરી એક વાર બહારવટિયા વેલુભાએ દીપડાને ગળેથી પકડી લીધો અને તેની બોડમા મૂકી આવ્યો !

વેલુભાની બહાદુરીની વાત કચ્છના આખા પ્રદેશમા ફેલાઇ ગઇ. વેલુભાની મર્દાનગી પર ખૂશ થઇને કચ્છના મહારાજાએ તેની ફાસીની સજા માફ કરી એટલુ જ નહી તેને 'કચ્છ કેસરી'નો શિરપાવ આપ્યો પછી તો વેલુભા એક સમાજસેવક અને સંત તરીકે જીવ્યો, અને બાકીનુ જીવન તેણે પ્રભુ ભક્તિમા વિતાવ્યુ.

ખૂદ કચ્છની પ્રજા આ બહારવટિયાના જીવનથી પૂરેપૂરી જાણકાર નથી સૌરાષ્ટ્રમા જેમ મૂળુ માણેક, કાદુ મકરાણી, જોગીદાસ ખૂમાણ કે રામવાળાના બહારવટિયાની વાતો આજે પણ સભળાય છે, તેમ કચ્છના આ બહારવટિયાની બહાદુરીની વાત એટલી બધી પ્રચલિત નથી.



# રજપૂત, રાણીવાસનો અને રણવાસનો !

મધરાતનો સમય છે એક રજપૂત અને રજપૂતાણી એક જ પલંગમાં પોઢ્યા છે. રજપૂત ઉંઘમાં પડખું ફેરવવા જાય છે ત્યાં તો રજપૂતાણીના ચૂડલામાં રજપૂતના માથાનો વાળ ભરાઈ જાય છે; અને રજપૂત તે વાળ ખેંચાતા ઉંહકારો કરે છે; પણ વાળ ન નીકળતાં, તે પલંગમાંથી જમીન પર પડે છે. ધણીને નીચે પડેલો જોઈને રજપૂતાણી જાગી જાય છે; મનમાં મનમાં કહે છે, 'જે ધણી મારી ચૂડલીના પાશમાં ભરાતા આટલો કાયર અને ડરપોક થઈ ચીસ પાડે એ રણક્ષેત્રમાં શત્રુઓના પાશમાં સપડાતાં તો મરણને શરણ જ પહોંચેને ?'

પતિપત્નીની નજર મળી. રજપૂતે રજપૂતાણી સામે જોયું, રજપૂતાણીએ રજપૂત સામે જોયું. પ્રસંગ પારખીને બન્ને ચૂપ બની ગયા. આ વાતને થોડો સમય વીતી ગયો.

દેશ પર આફત આવી. દુશ્મનના દળ ચઢી આવ્યા. રણશિંગા ફૂંકાયા, ત્રંબાળુ ઢોલ ધડૂકયા અને સમરનો સાદ પડયો.

ઘર ઘરમાંથી એકેકો જુવાન રજપૂત બહાર પડયો.

'ઢોલ ત્રંબાળું ધ્રૂસકે, સિંધૂડાના સૂર;
શૂરા રણમાં સંચરે, બખ્તરીયા બહાદૂર.'

રણક્ષેત્રમાં દુશ્મનો સામસામા આવી ગયા, તલવારોના ઘા ઝિંકાવા માંડયા, તલવારની ધારે કૈંકના માથા ધડથી જુદા થવા માંડયા, કિકિયારીઓ અને ચિત્કારથી રણક્ષેત્રનું વાતાવરણ કરુણ બની ગયું; કોઈક સૈનિકના હાથ કપાયા, કોઈકના પગ કપાયા, કોઇકની આંખ ચિંમાઈ ગઈ તો કોઈની છાતી !

રણસંગ્રામ પૂરો થયો; દુશ્મનોને હરાવીને રજપૂતોએ દેશને બચાવ્યો, અને બચેલા, ઝખમી રજપૂતોની સારવાર કરવા તેમની માતાઓ, પત્નીઓ, અને સગાવ્હાલાઓ પણ રણક્ષેત્રમા આવી ઊભા

એવે વખતે પેલી સ્ત્રી પણ આવી, જેની ચૂડીમા વાળ ભરાવાથી રજપૂતથી ચીસ પડાઇ ગઇ હતી.

ચોતરફ લાશો વેરવિખેર પડી હતી, કોઈક નિર્જીવ તો કોઇક જખ્મી. કોઇક લોહી નિતરતી તો કોઈક બૂરી રીતે ઘાયલ થએલી આવી લાશો જોતા જોતા રજપુતાણી પોતાની સાસુ સાથે, પોતાના પતિની લાશ શોધવા સમરાંગણમા આગળ વધી;

ત્યા એક દિશાએથી 'પાણી ! પાણી !'ના પોકારો સંભળાયા.

માથે ઘડો લઇને રજપૂતાણી, જે દિશાએથી પાણીના પોકારો સંભળાયા, એ દિશા શોધે છે, સાસુ તેને પોતાના પુત્ર પાસે લઈ જવા તૈયાર થાય છે, પણ રજપૂતાણી કહે છે,

> **કિણ વિધ પાઉ આણિયો, બોલતાં જલ લાવ,**
> **વાંટે સાંસ બલોબલી, ભાલો હ્ંદા ઘાવ !'**

સાસુજી ! તમે પાણી પાવાની આજ્ઞા આપો છો, પણ કયા છે, મારો એ કાયર પતિ, જે મારી ચૂડીની નાગચૂડથી ડરી ગએલો ? એ પતિ ભાલાના ઘાવ ઝીલવા તો કયાથી રોકાયો હશે ? એ તો દુશ્મનોના દળ આવતા ભાળીને રણક્ષેત્ર છોડી નાસી ગયો હશે ! એ કયાથી અત્યાર સુધી અહીં હોય ? વળી રજપૂતાણી આના અનુસંધાનમા જ આવો જ એક બીજો કટાક્ષયુકત દુહો સભળાવે છે

> **કઠણ ચૂડી લાગતાં, કસમસતો જે કંથ;**
> **એ ભાલાઓ શું સહે, શું સહેશે ગજદંત ? ×**

---

× બીજી પંકિતનુ ગુજરાતી ભાષાંતર કર્યુ છે.

સાસુજી ! તમે મારા પતિને પાણી પાવા જવાનું કહો છો, પણ જે પતિ મારી કરુણ ચૂડલી લાગતાં જ કહટાતો, (અકળાઈ જતો) એ આ રણક્ષેત્રમાં ભાલાના ઘા કે હાથીના દાંતના ઝખમો સહન કરવા કયાંથી રોકાયો હશે ?...

અને સાસુ વહુ રજપૂતને શોધતા શોધતા સમરાંગણમાં આગળ વધે છે; યુદ્ધનું કરુણ વાતાવરણ એમનાં કુમળા હૈયાં કંપાવે છે: ગીધડાના ફડફડાટ અને ઝખમીઓના આક્રંદો સાંભળીને નારી હૃદયો ડરી જાય છે, છતાં પોતાના રજપૂતની પૂરેપૂરી ભાળ કાઢયા વિના રણક્ષેત્ર છોડવુ નથી એવો નિર્ધાર કરીને આવેલી આ બન્ને સ્ત્રીઓ (સાસુવહુ) આગળ વધે છે. આખું સમરાંગણ ખૂંદી વળેલી સાસુ વહુ યુદ્ધભૂમિને છેવાડે પહોંચતાં, એક જખ્મી સૈનિકને પડેલો જૂએ છે, છાતીમાં લોહીની ધારા વહી જાય છે; આંખો અર્ધબિડેલી છે, વાળની લટો કપાળ પર રમી રહી છે અને હાથપગ નિશ્ચેતન પડયા છે, પણ હોઠ પર એ જ હાસ્ય છે, જે તેની પત્ની રજપૂતાણીએ આખું જીવન નિરખ્યા કર્યું છે ! રજપૂતાણી પોતાના પતિને ઓળખી જાય છે: અને ઓળખતાં જ હરખઘેલી થઈને પાણીનો ઘડો લઈ દોડી જાય છે, ખોબે ખોબે પાણી પાય છે, સાસુ પાસેથી કંકાવટી લઈને પતિને કપાળે વિજયનું તિલક કરે છે; અને મરતા પતિ પાસે તે રાતનો પ્રસંગ વર્ણવી પોતાની ભૂલ ભરેલી માન્યતાનો એકરાર કરે છે.

'સ્વામી ! હું તમને મારી ચૂડલીના પાશથી ડરી ગએલા કાયર માનતી હતી, પણ આજે જ મને ખાત્રી થઈ ગઈ કે રજપૂત, **એ રાણીવાસમાં જુદો અને રણવાસમાં જુદો છે !** મારે મન તો આપણાં લશ્કરની જીત કરતાં, તમારું મૃત્યુ વધુ આનંદની વાત છે. દેશ માટે હસતાં મોઢે મરવાનું અને દુશ્મનને નસાડીને દેશને ભયમુકત કરવાનું તો તમારા જેવા કોઇકના ભાગ્યમાં જ લખાયું હોય છે.

હવે હું ગૌરવથી મારી સાહેલીઓને કહીશ કે—

'સખિ અભીણો સાયબો,
શૂરવીર ધીર સમરથ;
યુદ્ધમાં વામન દંડ જયમ,
હૈલી બાંધો હાથ !'

. હે સખી ! મારો સાયબો (પતિ) ધીર, શૂરવીર અને સમર્થ છે, યુદ્ધમાં એ વામનમાંથી વિરાટ બની જાય છે અને વામન અવતારમાં પણ વિષ્ણુના હાથમાં જેમ દંડ શોભતો, તેમ તેમના (મારા પતિના) હાથમાં હથિયારો શોભે છે '

'વિણ મરિયા વિણ જીતિયા,
જો ધવ આવે ધામ;
પગપગે . ચૂડી પાછડૂં,
તો રાવતરી જામ !'

હે સખી ! જો મારો પતિ વિજય મેળવ્યા વિના રણમાંથી નાસીને પાછો આવત તો હું મારા સોહાગની ચૂડીઓને પગ નીચે પછાડી તોડી ફોડી નાખત, કેમકે હું વીર રજપૂતની કન્યા છું; તેથી કાયર રજપૂતની પત્ની થવાનું કદિ પસંદ નહીં કરું ! તેના કરતાં તો મારો પતિ જીવતાં, વૈધવ્ય પાળવાનું હું વધુ પસંદ કરીશ !'

## રજપૂતાણી સતી શા માટે થતી ?

શૌર્ય અને વીરત્વથી ભરેલા રાજસ્થાનના ઇતિહાસમાં યુદ્ધના ઘણાં પ્રસંગો આવી ગયા છે; એટલે રજપૂત યુવાનનું મૃત્યુ સમરાંગણમાં લડતા લડતા થાય એ પ્રસંગ ત્યાંની સ્ત્રી માટે નવો નથી; પતિ સાથે સતી થવા તૈયાર થએલી સ્ત્રી, પોતાની સખીને સંબોધીને કહે છે :

'કંકાણી ચંપે ચરણ, ગીધાણી સિર ગાહ,
મો વીણ સૂતો સેજરી, રીત ન છંડે નાહ ?'

હે સખી! મારા પતિ મારા વગર રણશૈય્યામાં સૂતા છે, છતાં અહીં પણ તેમની રોજની રીત, પગ ચંપાવવાની અને માથું દબાવવાની ભૂલ્યા નથી! તો આ કામ કોણ કરે છે? કંકાણી પક્ષી પગ ચંપી કરે છે, અને ગીધણી (પક્ષી) માથું દબાવે છે!

'હિલી! કી અચરજ કરૂં, કંથ પર બલિહાર;
ઘરમેં દેખ્યું દોય કર, રણમેં દોય હજાર!'

સાહેલી! આશ્ચર્યની વાત તને શું કરું? કારણકે હું મારા પતિ પર વારી જાઉં છું. ઘરમાં તેમના ફક્ત બેજ હાથ હતા, તો અહીં રણમાં બે હજાર હાથ જેવા થઈ ગયા છે! મતલબ કે તેમણે બે હાથે, બે હજાર હાથોનું કામ લીધું છે! એવા શૂરવીર બનીને તેમણે યુદ્ધ કર્યું છે, અને લડતા લડતા તેઓ મરાયા છે! તેનું મને ગૌરવ છે.

વીર પતિનું મૃત્યુ અને એ પણ દુશ્મનોને હરાવીને વિજય પ્રાપ્ત કરનાર, લડતા લડતા રણમાં મરણને શરણ થનાર રજપૂતનું મૃત્યુ, તેની રજપુતાણી પત્ની માટે તો આનંદનો અવસર છે; એ તેને માટે જરાય શોક કરતી નથી, રડતી નથી. રજપુતાણી સમળીને સંબોધતા કહે છે.

'સમળી ઓર નિસંક ભખ, અંબક રહમ રાહ;
પણ ધણ રો કિમ પેખહી, નયણ વિણુંઠા નાહ!

સમળી! મારા પતિના બીજા બધા અંગોનું નિરાંતે ભક્ષણ કરજે, પણ મારા પતિની આંખો એમને એમ રહેવા દેજે કેમકે જો આંખો જશે, તો તેઓ મારૂં સતીત્વપણું કેવી રીતે જોઈ શકશે? (હું સતી થઈશ, એ તેઓ આંખ વિના કેવી રીતે જોઈ શકશે?)

અને પોતાની સખીને સંબોધીને કહે છેઃ—

'સાથણુ ઢોલ સુહાવણો, દેણો મોર સહ દાહ;
ઉરસા ખેતી બીજ ઘર, રજવટ ઉલટી રાહ !'

હે, સખી ! હું જ્યારે સતી થાઉં ત્યારે જોરથી ઢોલ વગાડજે, કારણકે હવે અમારે (રજપૂત પતિ પત્ની) માટે આ એક જ મંગળ પ્રસંગ રહ્યો છે, રજપૂતોની રીત કેવી ઉલટી હોય છે? તેઓ વાવણી ધરતી પર કરે છે અને લણણી આકાશમાં કરે છે' મતલબ કે યુદ્ધ ધરતી પર ખેલે છે પણ વીરગતિ પામવાથી (તેનાં પરિણામે) સ્વર્ગ મેળવે છે !

'કાંઉ ઝાઝા ગોરિયાં? કાઉં ઝાઝા કપૂત?
મેયણ તો એક જ ભલી, એક જ ભલો સપૂત !'

જેમ ઝાઝી દીકરીઓ એ માબાપને સાપના ભારા સમાન છે, તેમ દીકરાઓ પણ ઘણા હોય છતાં તે કપૂત પાકે, તો પણ તેથી માબાપને શું સુખ મળવાનું છે? જેમ ટંકે સવામણ દૂધ દેવાવાળી એક જ ભેંશ હોય તો તે સારી છે, એમ પુત્ર પણ એક જ હોય, તેથી કુળની લાજ રહેતી હોય અને માતાની કુખ અજવાળાતી હોય તો માતાને એક જ સપુતથી સંતોષ થાય છે !





# ગોરાઓની આંખો ફાટી ગઇ!

ઓખાનો મશહૂર બહારવટિયો મૂળુ માણેક, તેના પહેલા બહારવટા પ્રસંગે પકડાઈ ગયો. બ્રિટીશ સરકારે તેની સામે અમરેલીની કોર્ટમા કામ ચલાવ્યું; ત્યારે કામ ચલાવનાર ન્યાયધીશ અને બ્રિટિશ સરકારના યુરોપીયન વકીલો મૂળુ માણેકની તલવાર જોવા ઘણા અધિરા થઇ રહ્યા હતા; તેમણે મૂળુ માણેક સમજી શકે તેવી ભાષામા પૂછ્યુ, કે 'તમારી એ તલવાર કયા છે, જેના જોરે તમે બ્રિટિશ સરકાર સામે બળવો કરવાની હિમ્મત કરી છે? 'ત્યારે મૂળુ માણેક પોતાની મ્યાનમાથી એક તલવાર કાઢીને કોટામાં રજુ કરી. મૂળુ માણેકની આ તલવાર જોઈ બ્રિટિશ વકીલ અને ન્યાયાધિશ હસી ઉઠયા મૂળુએ તેમના હસવાનું કારણ પૂછ્યુ, ત્યારે બ્રિટિશ વકીલે કહ્યું, 'શું તમે આવી બૂઠી ધારવાળી તલવારના જોરે બ્રિટિશ સરકાર સામે બહારવટે ચડયા હતા?' મૂળુ માણેક તેમના હસવાનુ કારણુ સમજ્યો અને પછી ભરકોર્ટમા બૂલંદ અવાજે બોલ્યો :

'તરાર તરાર કુરો ચેતો?
તલવારમેં કી નારણો આય?
પાંજો કાંડો નાર! કાંડો!'

'અરે તલવાર' તલવાર! શું કરે છે? તલવારમાં શું જેવાનું છે! આ મારું કાંડું જો કાંડું!'

મૂળું માણેકના જમણા હાથનુ લાલચોળ સળગતા લાકડા જેવુ કાડુ જોઇને ગોરાઓની આંખો ફાટી ગઈ!



ખભે ખંભાતી ધોતિયાં, ધધકે લોહીની ધાર;
ગોમતિ લાલ ગુલાલ, માણેકે રંગી, મૂળવા!

# નવરંગી વાડીમાં !....



## ( એક લોકગીત )

'આજ મારી નવરંગી વાડીમાં
કેવડિયો મઘમઘે રે લોલ.'

'ઠાકોર ! કેવડો લેતા જાવ,
કેવડિયો આવો નહિ મળે રે લોલ.'

'આવ્યા આવ્યા શિયાળાના દા'ડા
શિયાળો પિયૂ ! દોહ્યલો રે લોલ;'

'ભેળાં રેશમી ગોદડા લેશું,
શિયાળો પછી શું રે. કરે રે લોલ ?'

'આવ્યા આવ્યા ઉનાળાના દા'ડા,
ઉનાળો પિયૂ ! દોહ્યલો રે લોલ.'

'ભેળાં મિણીયા માફા લેશું,
ઉનાળો પછી શું રે કરે રે લોલ !'

'આવ્યા આવ્યા ચોમાસાના દા'ડા,
ચોમાસું પિયૂ ! દોહ્યલું રે લોલ.'

'ભેળાં 'છતરી' ચામર લેશું,
ચોમાસું રાણી શું રે કરે રે લોલ !'

—લોકગીત.

# મુશાયરામાં જામ્યું, લોકગીત !

મુંબઈમાં બિરલા માતુશ્રી ગૃહમાં એકવાર મુશાયરો યોજાએલો. આ પ્રસંગે તે સમયના મહારાષ્ટ્રના અર્થમંત્રી શ્રી બર્વે પણ અતિથિ વિશેષ તરીકે હાજર હતા. એક પછી એક ગુજરાતી શાયરો બોલવા ઊભા થયા; પણ શાયરોની શાયરી કરતાં ય કવિ શ્રી મહેન્દ્ર વ્યાસે આદિવાસીઓના ઉત્સવમાં સાંભળેલા એક લોકગીત પરથી રચેલું કાવ્ય ખૂબ જામ્યું. વન્સમોર ઉપર વન્સમોર મેળવી ગયું ! એટલું જ નહિ એ સમયના એક મારવાડી ગૃહસ્થ જે પ્રમુખ હતા, તેમના તરફથી રૂ. ૧૦૧નું ઇનામ પણ મેળવી ગયું ! આ મુશાયરાનું સંચાલન કરી રહ્યા હતા, મારા સુરુચી મિત્ર શ્રી સૈફ પાલનપુરી. આ રહ્યું એ ગીત:

—સંપાદક.



## જીવનસખિ ! તારે કાજે—



'તારે અંબોડલે ગૂંથવાને આભના
ફુલડાં ચૂંટી લાવું રે લોલ !
તું કહે તો તારી વેણીમાં પેલો
★ શશિયર ગૂંથી લાવું રે લોલ !
કાળી કાળી રાતના કાજળ લોચનિયે
આંજવાને લઈ આવું રે લોલ !
સંધ્યા ઉષાના સિંદૂરી રંગ તારા,
સિંદૂરમાં પુરાવું રે લોલ !

ચૈત્ર વૈશાખે શિતળ વિંઝણલા,
મલયાનિલના લાવું રે લોલ!
સૂરજ ઠારી દે એવા શિતળ શિયાળે,
હૈયાની હૂંફે ઓઢાડું રે લોલ!
તારા એક જ ઉચ્ચારે આભને
અવનિ ગીતોથી ગૂંજાવું રે લોલ!
આવો આવો ને એકતાને આરે,
એવા તે ગીતડા ગાઈએ રે લોલ!
ઉલ્લાસમાં પળ બે પળ જીવનની
આવોને જીવી જઈએ રે લોલ!
કેવી વિપત્તિ ને કેવી વિટંબણા,
કેવાં રે સુખચેન કેવાં રે લોલ?
ઘેલી એ કલ્પના, ઘેલા હૈયાંની,
. જીવન જેવું છે, તેવું. રે લોલ.
ભવસાગર છે, ખારો ખારો તો ય,
પ્રીતની નદીયું મીઠડી રે લોલ,
આજે ભરી લ્યો, ઘૂંટડે ઘૂંટડા,
કોણે વળી કાલ દીઠી રે લોલ?"

—કવિ મહેન્દ્ર વ્યાસ 'અચલ.'

★ (શશિયર=ચંદ્ર)

## શ્રી યશવંત વ્યાસ
અને
## શ્રી શિરીષ વ્યાસની
# દુહાઓની જુગલબંધી



સવાલ (દુહામાં)



જવાબ (દુહામા)





શ્રી કોટ હોળી ચકલા નવરાત્રિ ઉત્સવમા સતત્ ત્રણ ત્રણ વર્ષ સુધી લોકગીતોનો લલકાર જગાવી શ્રી યશવત વ્યાસે નવ રાત્રિ ઉત્સવોમા લોકસાહિત્ય પ્રત્યે સારો રસ અને રૂચિ જન્માવ્યા હતા



## ધી ગ્રેન ડીલર્સ એસોસીએશન તરફથી સન્માન.



તા. ૨૦-૫-૬૦ શ્રી યશવંત વ્યાસના લોકગીતો અને લોકસાહિત્યનો એક કાર્યક્રમ રંગભવનમાં મુંબઈના ધી ગ્રેન ડીલર્સ એસોસીએશન તરફથી રખાયો હતો. ત્યારે શ્રી મોરારજી રવજી કુરલાવાળા અને એસોસીએશનના બીજા સભ્યો સાથે શ્રી યશવંત વ્યાસ. આ પ્રસંગે સમારંભના પ્રમુખ તરીકે મુંબઈરાજ્યના તે વખતના પુરવઠા પ્રધાન શ્રી. એસ. જી. કાજી હાજર રહ્યા હતા. ડાબી બાજુથી પહેલા શ્રી યશવંત વ્યાસના વડિલબંધુ શ્રી વિજયકુમાર વ્યાસ છે.

# પાંચાળની વીર કાઠિયાણી સજુબાઇ

'શૂરા! રણમાં પેઠકે,
કોનો જૂએ સાથ?
સાથી તારા ત્રણ છે;
હૈયું, કટારી, હાથ!'

> પોતાના રૂપ પર મુગ્ધ થનાર બહારવટીયા સાથે સજુબાઇએ કેવો વર્તાવ કર્યો?

આ દુહો યાદ કરૂં છું અને શૌર્ય, મર્દાનગી અને વીરતાનો એક જમાનો આંખ સામે ખડો થઈ જાય છે! મર્દાનગી, વીરતા કે શૌર્ય પુરુષો જ દાખવતા એવું નથી; ઘણી સ્ત્રીઓ પણ એવી થઈ ગઈ જેના નામ સાથે આવી વીરતા અને શૌર્યની કથાઓ વણાઇ છે!

પોતાના રક્ષણ માટે ગમે તેવા શત્રુ સામે રણે ચઢતાં પાછી પાની ન કરનાર કાઠિયાણી અને રજપૂતાણીઓની અનેક જાણીતી કથાઓ ઇતિહાસે સંઘરી હશે પણ ઇતિહાસ જેની નોંધ લેવાનું વીસરી ગયો, એવી કેટલીયે વીરાંગનાઓની શૌર્યકથાઓ લોકસાહિત્યમાંથી આજે પણ સાંપડી રહે છે.

એવી એક વીર કાઠિયાણીની શૌર્યકથા, ઉપલા દુહાના સ્મરણ સાથે જ યાદ આવી જાય છે...

કાઠિયાવાડમાં પાંચાળનો ડુંગરાળ પ્રદેશ. દિવસે ય જ્યાં જતાં ડર લાગે એવી વિશાળ ઝાડીઓ, વનરાઇઓ, અને ઉંડી ઉંડી ગુફાઓ!

એવા પ્રદેશમાં ભાડલા ગામના દેવાત ખાચર નામે ગરાશિયાને ઘેર સજુબાઈ નામે એક દીકરી. સજુબાઈ નાનપણથી જ બહાદૂર, હિમ્મતવાન અને નિડર.

## સ્ત્રી જ્યારે પોતાનું રક્ષણ પોતે જ કરતી!

સજુબાઈ સોળ વર્ષની થઈ, તેના લગ્ન લેવાયા, રાજપરના ધાધલ નામના યુવાન સાથે.

પરણીને સાસરેથી પ્રથમવાર સજુબાઈ પિયર આવ્યા. પિયરેથી આણું વળાવીને સાસરે જવાને ઘણી વાર હતી, પણ એકાએક સજુબાઇને સાસરેથી કહેણ આવ્યું કે 'સજુબાઇને વ્હેલાસર મોકલો !'

સજુબાઈના બાપ દેવાત ખાચરે સજુબાઇને મુકવા આવવાની તૈયારી કરી. બાપને તૈયારી કરતો જોઈ, સજુબાઇ બોલી: 'બાપુ ! તમારે મારી સાથે આવવાની કાંઇ જરૂર નથી, હું મારે જાઇશ એકલી ! વળી અહીંથી રાજપર કયાં બહુ આઘું છે?'

'ના, બેન ના, એમ તને એકલી ના જવા દેવાય. તું જુવાન, હમણાં જ તારા લગ્ન થયેલા, વળી આણું વળાવીને જઈ રહી છો તે સાથે કપડાં, દાગીના અને જોખમ પણ સાથે ખરૂં ! હું કાંઇ મુરખ છું કે તને એમ એકલી જવા દઉં ? અને વચ્ચે પાંચાળનો મુલક...ગીચ ઝાડીઓ અને ઉંડી ઉંડી ગૂફાઓ ! ના, બેન ! ના, એવી ભૂલ હું ન કરૂં !'

'પણ બાપુ ! તમને હવે આંખે ઓછું દેખાય, એટલે તમારે સાથે આવવાની જરૂર નથી, મારી સાથે બે વળાવીયા મોકલશો તો ચાલશે. એમ કરજો એમને બબ્બે હથિયારો આપજો ! અકેકું ભાલું અને અકેકી કટારી !'

સજુબાઇને ઘરડા બાપે ઘણી સમજાવી, પણ એકની બે થાય, તો સજુબાઇ શાની ?

બાપને ત્યાંથી આણાના કપડા, દાગીના, અને માલ-સામાનનું જોખમ લઇ સજુબાઈ તો ઉપડી સાસરે જવા.

આગળ પાછળ બે વળાવીયા, અને બે ડોળી ઉંચકનારા. ચાર જણાં સાથે સજુબાઇ પાંચાળ પ્રદેશનો વનવગડો વિંધની સુની કેડી પરથી સર્પ પસાર થાય એમ ચૂપચાપ પસાર થઇ રહી છે !

કોઇ બોલતું નથી, કોઇ અવાજ કરતું નથી. ગીચ ઝાડીઓ અને વમરો વિંધીને ક્યારેક કોયલના મધુર ટહુકાઓ તો ક્યારેક તમારાંનું ઝીણું સંગીત સંભળાઇ રહ્યું છે.

એટલામાં એક વટેમાર્ગુ સામેથી ચાલ્યો આવે. આ વટેમાર્ગુએ આ રસાલાને રોકયો અને કહ્યું, 'ભાઇઓ! આ માર્ગે ન જાવ તો સારૂં, સાંજ થવા આવી છે અને રસ્તે ભય જેવું છે!'

'કોના ભય જેવું છે?' ગૂફામાંથી વાઘણુ ગર્જે એમ વેલડીમાંથી સજુબાઇ બોલી.

'ભીમરા ગઢનો ખોખરો શેખ! બાઇ માણુસને તો દીઠી નહિ મુકે! માટે મારૂં કહ્યું માનો, માર્ગ બદલીને આગળ વધો તો સારૂં!'

'ઠીક, જા! ઠીક! તું તારે જા!' સજુબાઇએ કહ્યું, અને તેણે એક વળાવીયાને પાસે બોલાવ્યો, તેની આગળથી કટારી માગી લીધી અને તેને કહ્યું કે, 'તું મારે સાસરે જા, રાજપર જઇને મારા સ્વામિને ખબર કર, કે સામે લેવા આવે.'

અસવાર ઉપડયો. થોડી વારમાં જ દેખાતો અદ્રશ્ય થયો.

પણુ જ્યાં વેલડું બેએક ફર્લીંગ આગળ ગયું, ત્યાં બહારવટીયા ખોખરા શેખના માણુસોએ વેલડું રોકયું!

'કોણુ છે?'

'અરે! બાઇ માણુસ છે.'

'કોણુ? બાઇ કે ભાઇ, જે હોય તે પહેલા દાગીના ઉતારી દ્યો અને પછી અમારી સાથે ચાલો!'

'કયાં?'

'અમારા સરદાર શેખ ખોખરા પાસે!'

'કયાં છે? તમારા સરદાર?'

'આ પેલા ટેકરા પર, ગઢની મેડીએ...'

બાઇ સજુબાઇનુ રૂપ, દરસો અને તડાતડ સવાલ-જવાબ કરવાની રીતભાત જોઇ અસવારો આભા બની ગયા ! જરાય ડર નહીં, જરાય કંપ નહી, જીવ બચાવવા માટેની જરાય ચિંતા કે કાકલુદી નહી !

તમારા સરદારને કહો કે, મારી મહેમાનગતિ કરવી હોય તો મને આવીને લઇ જાય. એક અસવારને તમે આહીં રાખો ! આહીથી તસુ ભાર પણુ નહીં ખસીએ, બસ !"

અસવારો કંઇક સમજ્યા. બે ત્યા રહ્યા, બે સરદાર પાસે ગયા દરમ્યાન સજુબાઇએ પોતાના હથિયારબંધ વગાવીયાને વેલડી પાસે બોલાવી કંઇક કહ્યુ.

થોડી જ વારમા ખોખરો શેખ બની ઠનીને આવ્યો મોઢે ભૂકાની બાધેલી, વીંછીના અંકોડા જેવી મૂછો હવામા લહેરાતી, અને ખભાનો લાલો ઝાડીના પાદડા, ડાળીયું પીંખતો ચાલ્યો આવે

શેખને આવેલો જાણી બાઇ સજુબાઇએ કહ્યુ :

'આવો મે'માન ! મારી વેલડીમા વ'યા આવો !'

શેખ હરખાણો, આ સ્ત્રી કેવી ?

હિંદુ સ્ત્રીઓ પરપુરૂષની હાજરીમા પોતાના પ્રિતમ પાસે ખૂલ્લા મોએ રહતી નથી, એ વાત એને ખબર એટલે શેખ તો ઘોડેથી નીચે ઉતર્યો, હરખાતો વેલડાની ઝૂલતી વેલો બે હાથોએ આઘી કરીને માથુ બગવાની પેઠે અંદર નાખ્યું, પણ જ્યા તેનુ માથુ અંદર ગયુ, ત્યા જ એક કારમી ચીસથી જંગલ ગાજી ઉઠયુ પખીઓની ચીચીઆરીઓથી વગડો ગાજી ઉઠયો, સજુબાઈની કટારીએ શેખનુ માથુ, વેન પરથી તરબૂચ ઉતારે એમ ઉતારી લીધુ. લોહીની નીકમા ખદબદતુ ધડ વેલડાની નીચે ધડિંગ કરતું પડયું, અને માથું તરબૂચની જેમ વેલડીમા સજુબાઇના પગ પાસે પડયુ અને તરત જ એ વીરાગનાએ હુકમ છોડયો, 'ખબરદાર ! સાથીદારો' કોઇને ય જીવતા જવા દેશો નહીં, હમણા રાજપરથી મારા સ્વામિ આવી પહોચશે, ત્યા સુધીમા આ લુટારાના જોડીદારોને પૂરા કરો !"

અને પછી તો સજુબાઈ પોતે રણચંડી સમી વેલડીમાથી બહાર આવી બહારટીયાઓ સામે જંગે ચઢી, મારામારી અને કાપાકાપીથી વાતાવરણ થથરી ઉઠ્યું, એટલામાં તો સજુબાઇનો સ્વામિ ધાધલ મદદ લઈ આવી પહોંચ્યો. ધિંગાણું ખતમ થયું, પણ પોતાની વીર પત્નીએ પોતાનું શીલ સાચવવા ખેલેલો જીવન-મરણનો જંગ દેખીને સજુબાઈના ધણીના કેડિયાની કસ તૂટવા માંડી; એ બોલ્યો.

'વાહ! કાઠિયાણી, વાહ! તેં તો આજે રંગ રાખ્યો પુરૂષને લજવે એવી વીરતા બતાવી!'

પાંચાળનો વગડો વિંધીને વેલડું પછી તો સુખરૂપ રાજપરે પહોંચી ગયું. સજુબાઇના ધણીએ સૌને ચેતવ્યા, 'એલા, જો! જો! હં, આ ધિંગાણાની વાત કોઇને કાને ન જાય!'



## કડકડતી ઠંડીમાં પણ સોરઠની સરવાણીમાં જેમણે અમને રસતરબોળ બનાવ્યા!

અમારે ત્યાં દર વર્ષે પ્રજાસત્તાક દિન નિમિત્તે કાર્યક્રમ યોજાય. એક વર્ષે અમે ભાઈ યશવંત વ્યાસનો કાર્યક્રમ રાખ્યો. કડકડતી ઠંડીમાં પણ રાત્રે બે વાગ્યા સુધી તેમને છોડવા અમે તૈયાર ન હતા, એવો તેમનો વાણી પ્રવાહ. લોકગીતો, દુહાઓ, લગ્નગીતો, છંદોની જાણે સરવાણી વહેતી જ રહી. અમારૂં મિત્રમંડળ હજી તેમને અને તેમની વાણીને યાદ કરે છે.

:—મનુભાઇ એ. દેસાઇ
મંત્રી, કૌશિક નિવાસ, મિત્ર મંડળ.
લખમશી નપ્પુ રોડ, માટુંગા.

# નવરસનો કુંભ છલકાવનાર-
# લોકસાહિત્યકાર

ભાઇશ્રી,

આપ 'લોકસાહિત્યનું રસદર્શન' નામનું પુસ્તક પ્રગટ કરો છો, જાણી આનંદ થયો. આ ક્ષેત્રમાં આપે વર્ષોના સંશોધન અને સાધના પછી આપણું લોકસાહિત્ય જનતા સમક્ષ રજૂ કરીને જે પ્રેમ સંપાદન કર્યો છે, અને જેમણે આપને સાંભળ્યા છે, એમને આ પુસ્તક પ્રગટ થવાના સમાચાર મળતાં જ અત્યંત આનંદ થશે.

આપે અમારા નવી હનુમાનગલી નવરાત્રિ ઉત્સવ મંડળમાં લોકસાહિત્યનો, ત્રણ કલાક સુધી એકધારો કાર્યક્રમ આપી, શૌર્યરસ, કરૂણરસ, શૃંગાર રસ વગેરે ઉપર બોલી તેમજ આજના સાહિત્યને ગઇ કાલની સાથે સરખાવીને જે સૂરગંગા વહાવી, તે હજી પણ કાનમાં ગૂંજયા કરે છે અને હૃદયમાં રમ્યા કરે છે.

—ચુનીલાલ વીઠ્ઠલદાસ શાહ
પ્રમુખ :-નવી હનુમાનગલી નવરાત્રિ મંડળ.



# લોકજીવન અને ગુજરાતનું લોકસંગીત



ગુજરાતનું સંગીતસભર લોકસંગીત રૂપે માત્ર ગુજરાતની નાગર સ્ત્રીઓના કંઠમાં જ નહિ પણ તૂટ્યા ફૂટતી સમાજના છેક છેલ્લા સ્તરની સ્ત્રીઓ અને દુબળા કોમની સ્ત્રીઓના કંઠમાં પણ રહ્યું છે. તેમાં સારંગ જેવો સ્વયંભૂ રાગ સાંભળવા મળે છે...ગુજરાતના રોવામાં પણ સંગીત છે, તે એવું ભાવોત્કટ છે કે કોઇ સાંભળનારની મગદૂર નથી કે રાજિયો સાંભળે અને છતાં રડે નહિ!

ગુજરાતીઓના લગ્નમાં યજ્ઞ થતી વેળા સામવેદનું ગાન, વાતાવરણને શુદ્ધ કરે છે, અને શિવાલયમાં ફૂંકાતા શંખથી વાતાવરણ જંતુ મુક્ત બને છે!

ગુજરાતની આ સંગીત-કલા હવે લુપ્ત થતી જાય છે, તેને સાંચવી રાખવા ગુજરાતે ખુબ જાગૃત થવું ઘટે અને તેને નષ્ટ થતી અટકાવવી જોઇએ.

—પંડિત ઓમકારનાથજી



શ્રી યશવંત વ્યાસે

## પાંચ હજાર શ્રોતાઓને વાણીના અસ્ખલિત પ્રવાહમાં વહેતા રાખ્યા !

### જીભે સરસ્વતી વસી હોય, તે જ આ કરી શકે.

અમારા શ્રી કનકેશ્વરી જીર્ણોધ્ધાર કમિટિ તરફથી દર વર્ષે 'શ્રી કનકેશ્વરી નવરાત્રી મહોત્સવ' ઉજવાય છે. ૧૯૬૪ની સાલમાં લોકગાયક શ્રી યશવંત વ્યાસનો કાર્યક્રમ અમે રાખેલો. લોકસાહિત્યાં ધાર્મિક-ભાવના' વિષે તેઓ બોલ્યા. દુહા, છંદ, ગીતો, અને ચારણી સાહિત્યની વાણીના અસ્ખલિત પ્રવાહમાં તેમણે પાંચ હજાર શ્રોતાઓને એકરસ બનાવી દીધા. શ્રી વ્યાસને મોંએ આ સાહિત્ય સાંભળવું એ ખરેખર અનેરો લ્હાવો છે. જેની જીભે સરસ્વતી હોય તે જ આ કરી શકે. એમને સાંભળ્યા પછી અમને લાગ્યું કે 'શ્રી મેઘાણીનું બીજું' સ્વરૂપ જ જોઈ લ્યો ! માતાજી કનકાઈ તેમની આ શકિતમાં વધારો કરે એ જ પ્રાર્થના.

—વૃજલાલ દુર્લભદાસ કાણાકયા.
પ્રમુખ : શ્રી કનકેશ્વરી જીર્ણોધ્ધાર કમિટિ,
મુંબઇ-૪.

★

## કચ્છી લગ્નગીતનો નમૂનો *

જીન્જે કલંગી જે મથે મોર નચંતા,
જીન્કે ન્યારી મનમેં તોજે લડુ તૂટંતા,
જીન્જો કરી ધ્યાન તોજો હૈયો ખીલેતો,
ન્યાર સખી બાવરી દુલ્હો અચે તો !

અર્થ :

(૧) જેના સાફાની કલગી માથે મોરનું પીછું નાચી રહ્યું છે, જેને જોઈને તારા મનના લાડુઓ ભાંગી રહ્યા છે, જેનું ધ્યાન ધરી તારૂં હૈયું ખીલે છે, જો, તે જ, તે જ તારો પતિ (દુલ્હો) આવી રહ્યો છે !

o o o

મનમેં તોજે સરઘસજા વાજા વજન્તા,
માડૂ તોજે રસિયે કે ઘેરી હલન્તા,
બારી મેંસે ન્યાર કેડો શોર મચે તો,
ન્યાર સખિ ! બાવરી, દુલ્હો અચેતો !...

અર્થ :

(૨) જેને જોઈને તારા મનમાં સરઘસના વાજા વાગી રહ્યા છે, પેલી તરફ સાજન માજન વીંટળાઈને આવી રહ્યું છે; ત્યાં કેવો આનંદનો શોર મચી રહ્યો છે ? જરા બારીમાંથી જો તો ખરી. બાવરી સખિ ! તારો પતિ (દુલ્હો) આવી રહ્યો છે !

o o o

અને છેલ્લે,

તુંય કુંવારી, ને હજી હુય કુંવારો !
અલ્લાહ કરે, થીનો હાણે હિનમેં વધારો !
વાડીમેં જીં પીણ સીં, વેલો વધે તો,
ન્યાર સખિ ! બાવરી, દુલ્હો અચે તો !

---

* આ ગીતની પંક્તિઓ શ્રી મૂળરાજ અંજારિયા પાસેથી મળી છે.

અર્થ :

(૩) હજી હું ને તું બન્ને કુંવારા છીએ, પણ લગ્ન થતા જ ખુદાના રાફ હશે તો એમા વધારો થશે, સંસારની વાડી ફુલશે, ફાલશે અને વાડીમાં જેમ પાણીથી વેલો વધે, એમ તારો વ શવેલો પણ વધશે ! જો સખિ ! બાવરી, તારો પતિ આવી રહ્યો છે !

કુંવારી કન્યાના, લગ્ન પ્રસ ગના મનોમ ર્થની આ ઊમીને કોઇ ફ્રેમ કે ર ગની જરૂર છે ખરી ?— —સંપાદક.



## 'સંતવાણી'....

કઠન ગલી હૈ પ્રેમકી, હિરદે આવે રામ;
રવિ સનક આદિ મગન ભયે, એસા હૈ હરિનામ.

મન મરે, માયા મરે, મર મર જાત શરીર;
આશા તૃષ્ણા ના મરે, કહ ગયે દાસ કબિર.

જેસા પ્રેમ પર નારીસોં, એસા હરસે હોય;
સાઇયાં કે દરબારમેં, પલ્લા ન પકડે કોય.

બડા બડાઈ ના કરે, બડા ન બોલે બોલ;
હીરા મુખસે ના કહે, લાખ હમારા મોલ !

ચિંતા એસી ડાકની, કાટ કલેજા ખાય;
વૈદ બિચારા કયા કરે, કહાં તક દવા લગાય ?

લઘુતાઈમેં પ્રભુતાઈ હૈ, પ્રભુતાઇસે પ્રભુ દૂર;
કીડી હો મિસરી ચૂગે; હાથી સિર ડારે ધૂર !

કામી તિરે, ક્રોધી તિરે, લોભી કી ગત હોય,
સલીલ ભગત સંસાર મેં, તિર સકે ન કોઈ !

# લોકસાહિત્યમાં ભકિતરસ

| વિભાગ ૮મો |

## ભકતકવિ અને સંતોની ભજન વાણી



'ભકિત રસ, બીજા આઠે આઠ રસોથી ઉત્તમ છે, કારણ કે અન્ય સર્વ રસોમાં કયાંક કયાંક કડવાશ છે, ભકિતરસમાં કયાંય કડવાશ નથી!'

રામચરિત માનસમાં રામચંદ્રજીએ કહ્યું છે કે, ભક્તિરસ જ મને પીગળાવી શકે છે. ભક્તિને કોઈ પણ જાતના અવલંબનની જરૂર નથી, તે સ્વતંત્ર છે, ઉલ્ટું તેને આધિન જ્ઞાન છે, વિજ્ઞાન છે !

'જાતે વેગી દ્રવઉં મૈં ભાઈ,
સો મમ ભકિત ભગત સુખદાઇ !

સો સુતંત્ર અવલંબન ન આના;
તે હી આધિન જ્ઞાન વિગ્યાના !'

—'રામચરિત માનસ.'

# આઠે રસોમાં ઉત્તમ ભકિતરસ

આવો ભક્તિરસ, લોકસાહિત્યમાં વર્ષોથી ગવાતો આવ્યો છે. ચોરાઓને ઓટલે, મંદિરોના હરિકિર્તનોમાં કે ભજનિકોના ભજનોમાં ! આવો ! એ રસને સાથે મળીને માણીએ.

* ભજનિકોની ભજનવાણીનું આ સૌ પ્રથમ ભજન જ લઈએ...

કર મન ભજનનો વેપાર, હરિ તારા નામનો આધાર,
કરમન ભજનનો વેપાર !
જે દિશાએ મન ન માને, એ દિશાએ મન જાયજી,
અમૃત પ્યાલાં સકળ ભરીયાં, દેખતાં વખ થાય જી !
કરમન ભજનનો વેપાર !
કાગવાણી છોડ માંહ્યલા ! ને, હંસવાણી લાવજી !
પિંજરામાં એક પોપટ બોલે, જેને રામનામ લે લાગી !
કરમન ભજનનો વેપાર !
પાંચ, સાતા, નવ, બારા, તેત્રીસ કરોડ આરાધજી,
રાયતરણસી બોલિયાં, મારે સંતમેળો થાયજી !
કરમન ભજનનો વેપાર !
હરિ ! તારા નામનો આધાર,
કરમન ભજનનો વેપાર !

કયા ભજનને યાદ કરું ને કયાને રહેવા દઉં ? મીરાંબાઈના ? નરસિંહ મહેતાના ? અખા ભગતના ? ધીરાભગતના ? દાસી જીવણના કે કબીરજીના ? એક એક ભજનમાં જન્મથી મૃત્યુના પ્રસંગોની જીવન મંઝીલના સારનો નિચોડ છે ! ઉપરનું જ ભજન લ્યો ને ?

'જે દિશાએ મન ન માને, એ દિશાએ મન જાયજી !' આપણાં ચંચળ મનની કેવી દૂબહૂ છબી ! આ છબી ! ઝીલનારાઓ

કઈ વિદ્યાપીઠના સ્નાતકો હતા? કે કઇ ઉપાધિઓના પૂંછડા એમના નામની પાછળ લાગતા હતા? છતાં આ અનગારી, મસ્ત અને ભક્તિ-રસમાં ડૂબેલા રહેતા ભક્તોએ જે ભક્તિરસ દ્વારા જીવનનું તત્વજ્ઞાન ઠાલવ્યું છે, તે પેલી વિદ્યાપીઠોના પુસ્તકિયા જ્ઞાનથી જરાય ઊતરતું નથી!

'અમૃત પ્યાલાં સકળ ભરિયાં,
દેખતા વખ થાય જી!'

વખ એટલે વિષ–(ઝેર)! અમૃતનો પ્યાલો, પળ ભરમાં ઝેરનો થઇ જાય છે! જો તે પીતાં ન આવડે તો! આજે પણ એવા કેટલાય મેટશે, જેઓએ જીવનના અમીના કુંપને ઝેરના પ્યાલામાં પલટાવી દીધો હશે!

આ જૂઓ! એવા ભજનિકોની ફિલસુફીનો એક વધુ નમૂનોઃ

'એજી મનઆ માયલા જી રે, ગોરખ! જાગતા નર સેવીએ;
પથ્થર પૂજે હરિ મિલે તો, મૈં ભી પૂજું પહાડજી!
એહી પહાડકી ચક્કી બનત હૈ, પીસ પીસ જગ ખાતજી!...

આપણે પથ્થરની મૂર્તિ દ્વારા પ્રભુને પૂજીએ છીએ, શા માટે? શું પથ્થરમાં જ પ્રભુ સમાયો છે? એમ જ હોય તો લોકકવિ કહે છે કે હું તો આખો પહાડ પૂજવા તૈયાર છું. પણ પ્રભુએ પથ્થર (પોતાની મૂર્તિ માટે) એટલા માટે પસંદ કર્યો હશે કે તેમાંથી ઘંટીના પડ બને છે અને એ ઘંટીમાં પીસાએલું અનાજ ખાઇને માણસો જીવે છે! પથ્થર તો જગતને જીવનદાન આપે છે! જે જીવન આપે છે, તે પ્રભુ છે!......લોક કવિની આ જૂનવાણી સમી ભજનવાણીમાંથી પણ આજની કવિતાને રણકો નથી સંભળાતો?

સૌરાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંત કવિ દાસી જીવણની રચના પણ કેવી સુંદર છે?

જીવણ કહે જગદીશને, કયાં ગયા હજારો હાથ?
તારે ખજાને ખોટ પડી, કે નિર્ધન થયો દીનાનાથ?

ઈશ્વરનો ઉત્તર, દાસી જીવણની જ કલ્પનામાં :-

જગદીશ રહે જીવણજીને,
આ રહ્યા હજારો હાથ;
(પણ) જેમ માનવીએ સંકોર્યાં મન,
એમ મેં સંકોર્યાં હાથ !

## બ્રહ્માનંદજીનું તત્ત્વજ્ઞાન

લોકકવિ શ્રી બ્રહ્માનંદજીનું એક કવિત નોંધવા જેવું છે. સાદું છે, સરળ છે, લોકભાષામાં લખાએલું છે, છતાં તેની પાછળ કેટલું મૂઢ તત્ત્વજ્ઞાન સમાએલું છે !

'એક ઉંદરડે પીધો દારૂ, મસ્તાનો થઈ ડોલે જી,
મગરૂરીમાં અંગ મરોડે, મુખથી જેમ તેમ બોલે જી!'

કોઈ એક દારૂડિયાએ દારૂ પીને ખાલી બાટલો ફેંકી દીધા પછી તેમાં થોડો રહી ગએલો દારૂ એક ઉંદરના પીવામાં આવ્યો, દારૂનો નશો ચઢતા જ, એ જુવાન ઉંદર તેના દરમાં જઈને મસ્ત-મતીને ડોલવા માંડ્યો. વેંત વેંતના કૂદકા મારવા માંડ્યો, મુખેથી જેમ તેમ બોલવા માંડ્યો, 'અરે! મારા બાપદાદા પણ કેવા મૂર્ખ છે કે મિંદડા બિલાડા જેવા પ્રાણીઓથી ડરે છે? ક્યાં ગયા એ બધા? એકાદ તો મારી સામે આવે?'

આ જુવાન ઉંદરની આવી ઉધ્ધતાઈભરી વાણી સાંભળીને એક વૃધ્ધ ઉંદર બોલ્યો, 'ભાઈ! બહુ અભિમાન ન કર! તને જુવાનીનો નશો ચઢ્યો છે. તે ઊતરતા જ સાચી પરિસ્થિતિનું ભાન થશે! ધીરજ રાખ'

પણ જુવાનીમાં મસ્ત અને દારૂના નશામાં ચકચૂર પેલા જુવાન ઉંદરે-ઘરડા ઉંદરની સલાહ હસી કાઢી અને-

'મનમાં જાણે, છે મુજ સરખો, બળિયો નહિ કોઈ બીજો જી!
બાં'રે તાકી રહી બિલાડી, ખાતાં વાર ન લાગી જી!'

અભિમાનમાં પોતાના દરની બહાર આવતાં જ છૂપાઇને બેઠેલી એક બિલાડીએ એ જુવાન ઉંદરને ઝડપી લીધો અને બે પંજા વચ્ચે દબાવી ઉંદરને જમી ગઈ!

આ નાના સરખા કાવ્યમાં આપેલા આ સામાન્ય દ્રષ્ટાંતમાંથી લોકકવિ જે ઊંડું તત્વજ્ઞાન તારવે છે તે કેવું સુંદર અને અદ્દભુત છે'

'તન આ રંગ પતંગ સરીખો, જાતાં વાર ન લાગે જી!
કેક ગયાં, ધન સંપત્તિ મેલી તારી, 'નજરૂ' આગળ જી,
આજ કાલમાં 'હું' 'તું' કરતાં સો એ પૂરાં થાશે જી!
બ્રહ્માનંદ કે' 'ચેત અજ્ઞાની! અંતે ઉપર જાવું જી!'

અભિમાની (નર કે ઉંદર) કોણ રહ્યું છે આ જગતમાં? આપણી જ નજર સામે આપણે કેવા કેવા ચમરબંધીઓ, શ્રીમંતો, રાજા મહારાજાઓ અને યોગીમહાત્માઓને પણ આ ફાની દુનિયા છોડી જતા નથી જોયા શું?

### જીવનચક્કિ

૧૭
ચલિતી ફિરતી દેખકે, દેખ કબીરા રોય,
દો પડ બિચ આયકે, સાબુત ગયા ન કોય!

ભાવાર્થ:-ઘંટીના બે પડને ફરતાં જોઇને કબીરજી રડી પડયા અને તેમણે કહ્યું કે 'જેમ આ ઘંટીના બે પડ વચ્ચે અનાજના દાણા પીસાઈ જાય છે, કોઇ પણ દાણો સલામત રહી શકતો નથી તેમ આ કાળરૂપી ઘંટીના બે પૈડાં વચ્ચે આ પામર જીવો પીસાઇ (મરી) જાય છે. કોઇ પણ જીવ સલામત રહી શકતો નથી.

## કવિ મુરાદની બે સુંદર રચનાઓ

સૌરાષ્ટ્ર સતી, સંત અને સાવજની ભૂમિ, ત્યાં થએલા સંતોમાં જેમ કવિ નરસિંહ મહેતા અને જલારામ બાપા જાણીતા છે, તેમ ઇતર ભાષાના સંતો પણ ઘણાં છે. સંત ઈસરદાસ, દાસી જીવણ અને સંત કવિ મુરાદ પણ ઘણાં પ્રખ્યાત છે.

સંત કવિ મુરાદે ઉર્દુ ભાષામાં ઇશ્વિરી શક્તિના ગુણગાન ગાતા ઘણાં છંદો રચ્યા છે. તેમાંના નમૂના રૂપે બે એક નીચે રજુ કરું છું. સરળ ઉર્દુ ભાષામાં રચાએલા આ છંદોમાં ચારણકવિની રચના જેવી શબ્દોની ઝમક અને નાદવૈભવ પણ સરસ રીતે ગુંથાયા છે.

( છંદ રેવતી )

તું હી નામ તારન, સબે કાજ કારન,
'ધરો ઉસકા ધારન, નિવારન કરેગા,
મુરાદ કહેજો, મુકદ્દરકી અંદર,
તીને ટાંક મારા ન ટારા ટરેગા !
ન થા દાંત વાંકુ, દિયા દૂધ માકુ,
ખબર હૈ ખુદા કુ...સબર જો ધરેગા,
તેરા દૂંઢ સીના, મિટા દિલકા કીના,
જીને પેટ દીના, સો આપે ભરેગા,
મુરાદ કહે જો, મુકદ્દરકી અંદર,
તીને ટાંક મારા ન ટારા ટરેગા !

કેવી સુંદર રચના છે ? આપણે કહીએ છીએ ને કે ઇશ્વર માનવીને ભૂખ્યો ઉઠાડતો હશે, ભૂખ્યો સૂવરાવતો નથી ! જેણે અનાજ આપ્યું છે તેણે ચાવવા માટે દાંત પણ આપ્યા છે ! બાળકનો જન્મ થયો ત્યારે તેના મોંમાં દાંત નહોતા. તેને પીવા માટે દૂધ ન હોતું ! કોણે બાળકના મોંમાં દાંત અને માતાના સ્તનમાં દૂધ ભરી દીધા ?

ઈશ્વરને ઘેર દેર છે, અંધેર નથી !' વખત આવ્યે માનવીને ઈશ્વરે અક્કલ, બુદ્ધિ, સમજ, સાન, ભાન બધું આપી દીધું છે! એવી ઈશ્વરી શક્તિમાં ભૂલ કે ખોડખાંપણ કાઢનાર આપણે કોણ ? ઉપલા છંદનો બીજો ભાગ આ પ્રમાણે છે :

ખુદા હૈ ખરાદી, અકલ ઉરમેં જાદી,
વો આદિ, અનાદિકા કરતા કહાયા.
પવન આગ પાની સુ, મિટ્ટી મિલ ની,
રૂદમકી નિશાની, સે આદમ બનાયા,
કિયા કાન-નાશા ઔર ચશ્મકા તમાશા,
જીભકા ખુલાસા, બેકલ પઢાયા,
મુરાદ કહે જો, સહી કરકે દેખા,
ખુદા કી ખૂબીકા નહીં પાર પ યા !

ઈશ્વરે સૃષ્ટિ સર્જી, પવન પાવક (અગ્નિ) અને પાણી સર્જ્યાંમાં તો તેને માટે માનવી પણ સર્જ્યો, માનવી સર્જીને તેને આંખ, નાક, કાન અને જીભ આપી ! કુદરતની લીલા નિહાળવા માનવીને આંખ કામ આવી, સાભળવા માટે કાન કામ આવ્યા, બોલવા અને સ્વાદ ચાખવા જીભ કામ આવી, અને સુંઘવા માટે નાક કામ આવ્યા, તેથી જ આપણે ઈશ્વરને આદિને અનાદિનો સર્જનહાર કહ્યો છે !

કવિ દલપતરામે પણ આ જ ગાયું છે ને—

જોવા આપી આંખડી, સાંભળવાને કાન,
જીભ બનાવી બોલવા, ભલું કર્યું ભગવાન !

આ જ કવિ મુરાદનો એક બીજો છંદ (ઇન્દ્રવિજય) ઘણો મનોહર છે, કર્ણ પ્રિય, છે,—આ છંદ સાભળ્યા પછી કહેવાઇ જાય છે કે, 'ભક્તિમાં ભાષાના ભેદ હશે, ભાવનાના ભેદ નથી !'

'ચીરપૂરે ચંદાવલિ કે, નામ દેવકો છપ્પર, હાથસે છાયો;
સૈકી શીશ પે'ન આઈ પરી તબ, નાઈ બની નૃપ કામ ચલાયો !

ઝેર ઉતાર મીરાં બાઈકો,
ભીલની શુનકાકુ બિમાન લેજાયો,
હું તો નાથ ! અનાથ, અનાથ રહયો,
તુમ કૈસે અનાથ કો નાથ કહાયો ?

(૩)

હાર દિયો અપને કરસે,
શિરસે મંડલિકકો માર મિટાયો,
ટેર સૂની, ટિટવા ટિટવીકી,
ગયદંતકે કંઠસે ઘંટ ગિરાયો !
દાસ કબીર કો ભીડ પડી તબ,
પોઠ ભરી ઘર માલ પહોંચાયો,
હું તો નાથ, અનાથ, અનાથ રહયો,
તુમ કૈસે અનાથકો નાથ કહાયો ?

ભકતકવિ મુરાદ પર ભીડ પડી, આફત આવી. આ મુસ્લીમ સંત પણ હિંદુ ભકતોની વ્હારે ધાએલા ભગવાનની ચમત્કારિક શકિતથી કયા અજાણ્યુ હતા ? ઇશ્વરની, ખુદાની પરવરદિગારની કે ઇસુખ્રિસ્તની, ભકિતમાં કોઈ ફરક નથી. ઈશ્વરી શકિતને કોઈ પણ નામે યાદ કરો, પણ શ્રદ્ધા જોઇએ, કવિ મુરાદ કહે છે, કૌરવોની સભામાં પાંચાલી (દ્રૌપદીના) ચીર પૂર્યાં, મીરાબાઈના ઝેરના પ્યાલાને અમૃતનો બનાવ્યો, ભકત કવિ નરસિંહને માંડલિકના ડરથી બચાવવા, ગળામાં હાર પહેરાવ્યો, કવિ કબિરને ભીડ

પડી, ત્યારે તેની ધૂળમાંથી ધાન કરીને ભીડ ભાંગી તો હે પ્રભુ ! હે ખુદા મેં શું ગુનો કર્યો છે કે મને, તારા ભકતને નાથનો પણ નાથ તું હાજરાહજુર હોવા છતાં અનાથનો અનાથ જ રાખ્યો ?

'હું તો નાથ ! અનાથ, અનાથ રહયો,
તુમ કૈસે અનાથકો નાથ કહાયો ?'

મુસ્લીમ કવિનું પણ હિંદુ ભકતો અને ભકિત વિષેનું જ્ઞાન કેટલું વિશાળ અને ગૂઢ છે ! તે દ્રૌપદી, કવિ નરસિંહ ભગત, મીરાંબાઈ, સંત નામદેવ, અને ભક્ત અજામિલ એ બધા સંત-ભકતોના જીવનની વાતો જાણે છે અને પોતાની પ્રાર્થનામાં દાખલાઓ આપે છે !

છેલ્લી ૪ પંકિતઓમાં તો આ સંત–કવિના હૃદયની પ્રાર્થના ફરિયાદમાં ફેરવાઈ જાય છે. જૂઓ :

સંતન કે મુખ બાત સુની;
કિતને હરિ ! નીચ કો ઊંચ બનાયો ?
લીન ઉધ્ધારી અધમ અજામિલ,
બાજ કો મારી, કપોત બચાયો,
ધૂલકો ધાન, ધનાકો, દિયો;
કવિ કેત, મુરાદ પેં જૂઠ જનાયો,
હું તો નાથ ! અનાથ, અનાથ રહયો,
તુમ કૈસે અનાથકો નાથ કહાયો.

અરે ! હે પ્રભુ ! તેં ભકતોને તો તાર્યા જ છે. પણ અધમ અને નીચ પુરુષોને પણ તેં ઊંચા બનાવ્યા છે ! અજામિલ કોણ હતો ? છતાં તેને તારો ભકત બનાવ્યો તારે શરણે આવેલા હોલાને ઉગારીને બાજ પક્ષીને મારી ભગાડયું. આ બધો પ્રતાપ કોનો ? તારા જેવા અનાથના નાથ હોવા છતાં હું હજી કેમ 'અનાથ' જ રહયો ? પ્રભુ ! મારી સહાય કરો !'

• • •

લોકસાહિત્યના અચ્છા અભ્યાસી અને જાણકાર એક મિત્ર ઘરે આવ્યા અને કહે 'ભાઇ ! આજે તો લોકસાહિત્યના ડાયરાઓ ભરાતા નથી, ગામડા ગામમાં પણ 'ચોરાઓ' ભાંગી ગયા છે. 'ઠાકુર દ્વારો'માં પણ હવે તો ભજનિકો અને કથાકારો શોધ્યા જડતા નથી, પણ આજથી વીસેક વર્ષ પહેલાં પોરબંદર પાસેના નાનકડા ગામમાં રહેતો ત્યારે એક લોકગાયકને મોંએ ઘણાં ઘણાં કવિતો છંદો, ગીતો, ભજનો, અને દુહાઓ સાંભળેલા, તેમાંના મોટા ભાગના તો ભુલાઇ ગયા છે; બાકી જે યાદ છે તેમાં પણ ઘણી લીટીઓ ખૂટે છે. લ્યો તમને સંભળાવું. ખૂટે એટલું તમે યોગ્ય રીતે વિચાર કરી; જોડીને પછી પૂરું કરજો !'

આમ કહીને એ ભાઈએ હાર્મોનિયમ લીધું. સૂર મેળવ્યો અને અને સૂરીલા કંઠે અને મધુર હલકે ગાવા માંડયું.

'જો તું .ઘટઘટે, જપ ઝટપટે.
ભજનાથ નટખટ, તો ઝટ મટે,
આવન મરન સબદુ:ખ હરન. આ ઘટ ઘટે !'

પાછળ 'ટ' આવે, એવો એક શબ્દ લોકકવિએ યાદ કર્યો, અને તેને લગતા બીજા (એવાજ) શબ્દો યાદ કરવા માંડયા, ઘટ, ઝટ, મટ, ખટ, પટ, વગેરે પણ લોકકવિ માત્ર શબ્દનું આવું જુથ કે ઝુમખું કરીને બેસી ન રહ્યો તેણે, જેમાંથી સુંદર ભાવાર્થ અને કર્ણપ્રિય નાદવૈભવ મળે એવો છંદ બનાવ્યો : એ છંદનું 'ધ્રુવ' 'પ્રથમ પંક્તિ' ઉપર આપી છે.

## શ્રદ્ધા ભક્તિના અદ્દભૂત ચમત્કારો.

ચારણી સાહિત્ય ( ચારણોનું સાહિત્ય ) જે મુખ્યત્વે છંદ, કહેણી અને કવિતા ત્રણેય રીતે પરંપરાગત સજીવ રહ્યું છે, તેનો પુરાવો ઉપરના છંદમાં આવી જાય છે. સાંભળવા ગમે તેવા શબ્દોના છંદોવાળી આવી ઘણી કવિતાઓ, ચારણોના મૃત્યુ સાથે વિસરાઈ ગઇ છે. જે થોડી-ઘણી

બચી છે, તેમાંથી ઘણી જુજ જ અંથસ્થ થઈ છે. ઉપલા છંદની પંક્તિ મેં કોઈ ચારણ પાસેથી સાંભળી નથી, કોઈ લોકસાહિત્યના ગ્રંથમાં વાંચી નથી કે સ્વ. મેઘાણીના 'ચારણ અને ચારણી સાહિત્ય'ના પુસ્તકમાં પણ સંગ્રહાએલી નથી !

હવે એ છંદની પંક્તિઓનો અર્થ તપાસીએ !

'૮૪ લાખ ફેરાની,' જનમ જનમની આ અનંત ઘટમાળમાંથી હે માનવી, તારે બચવું હોય, તમામ દુઃખો મટાડવા જ હોય, તો ભોળાનાથ (ભગવાન)ના નામની માળા જપ ! અને તે પણ એકાદ વાર નહીં, જપ કરતો હો તે રીતે ! અટકયા વિના ! તપ વિના સિદ્ધિ નહીં, તેમ બોલ્યા જ કર !

'જો તું ઘટઘટે, જપ ઝટપટે, ભજ નાથ નટખટ, તો ઝટ મટે,
આવન મરન, સબદુઃખ હરન; આ ઘટઘટે, જીય ઘટઘટે !'

ભૂતકાળમાં જેમણે ભગવાનના નામનો, દુઃખને વખતે, (અણીને વખતે) જપ જપ્યો, તેઓ ખરા સંકટમાંથી કમ ઉગર્યા, તેના દ્રષ્ટાંતો તે પછીની આ પંક્તિઓમાંથી મળી રહે છે.

'એક પાપી, તળે પેઠો, બીજો શિર પર ફેરન,
સર્પ ત્રીજો થડ ચઢીયો, બચ્ચાં લાગ્યા રડન !'

'એક જંગલમા એક વૃક્ષ પર એક પંખીનો માળો હતો, તેમાં થોડા વખત પહેલાં જ બચ્ચાઓનો જન્મ થયો હતો, તેનો શિકાર કરીને, તેમનું ભક્ષણ કરવા માટે, જંગલમાં ફરતો ફરતો એક પારધી આવી ચઢયો, તે જ ઘડી એ કોઈ સમડીને આ તાજા જ જન્મેલા બચ્ચાઓની ખબર પડી, તે પણ તેના ભક્ષણ માટે વૃક્ષની ઉપર વિમાનની જેમ ઘુમી રહી, એટલે કવિએ ગાયું.

'એક પાપી તળે બેઠો, બીજો શિર પર ફેરન'

ત્યાં બરોબર એજ ઘડીએ ન જાણે ક્યાંથી, એક સાપ આવી ચઢયો, તેને કવિએ 'ત્રીજા પાપી' તરીકે ઓળખાવ્યો. આમ પંખીના બચ્ચાનો શિકાર કરવા માટે ત્રણ ત્રણ શિકારીઓ આવી પહોંચ્યા, શિકાર પર ટાંપી રહ્યા. પંખીઓના બચ્ચાં ફફડી ઉઠયા, ડરી ગયા. ધ્રુજી રહ્યા. ત્યાં માદા પક્ષી પોતાના (પતિ) નર પક્ષીને કહે છે. 'નાથ ! આમાંથી કેમ બચશું ?'

ડરીને, પણ શ્રદ્ધાથી, પેલું નર પક્ષી કહે છે, 'પ્રભુનું નામ લે ! આ ત્રણ ત્રણ પાપીઓના પંજામાંથી બચાવી શકનાર ઇશ્વર સિવાય, હવે બીજું કોઇ નથી !'

ત્યાં શું બન્યું, જુઓ !

પંખીના બચ્ચાને ખાવા માટે અધીરો બનેલો સર્પ. કંઇક વિચાર આવવાથી, ચડેથી પાછો ઊતર્યો, અને.

* પારધિકો સાંપ ડંસીયો, પડયો 'હાય ! હાય કરન !'
'પારધિ નિશાન ચૂકયો, પડી સમડી તરફડન !'
જો તું ઘટઘટે.

સર્પને થયું કે હું પંખીઓના બચ્ચાંને ખાવા ઉપર તો જાઉં છું, પણ આ પારધી તે બચ્ચાઓને તીરથી વીંધી નીચે પાડશે, તો હું રખડી રહીશ ! એટલે તે ચડેથી નીચે ઊતર્યો અને બચ્ચાઓના માળા ભણી તીર તાકીને બેઠેલા પારધીને ડંખ્યો, ડંખ લાગતાં જ પારધિ તો 'હાય ! હાય ! કરીને નીચે પડયો ! તે પડતાંજ માળા પર તાકેલું નિશાન ચૂકયો, ને માળા પર ફરતી શિકારી સમડી તેનું નિશાન બની ! સમડી તરફડીને નીચે પડી, પારધી પણ 'હાય ! હાય !' કરતો, સર્પના ડંખથી પીડાતો નીચે પડયો, અને નીચે પડતાં પહેલાં તેણે સર્પનું વેર વાળવા, સર્પના શરીરમાં પણ એક બીજું તીર મારી દીધું ! જુઓ ! ત્રણ

* આ ગીતની પંકિતઓ શ્રી દુષ્યન્ત જોગીશ પાસેથી મળી છે.

ત્રણ શિકારીઓના પંજામાં કયા દૈવી ચમત્કારે એ નિર્દોષ પંખીડાઓને બચાવી લીધા ? કોઈ ચમત્કાર નથી, કોઇ તર્કવાદ નથી, બની જ શકે તેવી સત્ય હકીકત છે, છતાં આ પ્રસંગમાં ભગવાનના નામને જોડીને લોકકવિએ જે ભક્તિરસ સર્જ્યો છે, તે લોકકવિતાની અજોડ સિદ્ધિનું, ભગવાનમાં તેના ભક્તોની અખૂટ શ્રદ્ધાનું અદ્ભૂત દૃષ્ટાંત પુરૂં પાડે છે!

શ્રદ્ધાના કયા બળે, અંગ્રેજ સલ્તનતને, વગર હથિયારે હિન્દમાંથી હાંકી કાઢવાની વાત પુ. ગાંધીજી આપણને કરતા હતા ? તે સમજવા ઉપરનું દૃષ્ટાંત વિચારવા યોગ્ય છે!

'નિભાડામાં બિલ્લી વિયાણી, બચ્ચાં લાગ્યા બરન;
'નાથ ! હવે આ કેમ બચશે', એમ બોલી કુંભારન !'

કુંભારે માટલાં પકવવા તેનો નિંભાડો જગાવ્યો છે. તેમાં જાણે કયાંકથી એક બિલાડી આવી વિયાય છે, તેને બચ્ચા 'મ્યાઉં'...મ્યાઉં'...' કરે છે. કુંભારનું ધ્યાન નથી. કુંભારણ તેનું ધ્યાન દોરે છે. 'નાથ ! હવે આ કેમ બચશે ?'

કુંભારથી નિંભાડો હોલવાય તેમ નથી, તે ઊંચે આકાશ ભણી જોઇ શ્રદ્ધાથી તેના ભગવાનને યાદ કરે છે.

'જો તું ઘટઘટે જપ ઝટપટે, ભજનાથ'...અને એજ વખતે-એકાએક-

'આભ ગર્જ્યું મેઘ વરસ્યો, વીજ ચમકી સન સનન,
આગ બૂઝ ગઇ, શ્વાન દોડયાં લારે લાગ્યા લરન !'

ઇશ્વરનું નામ ખરેખરી શ્રદ્ધાથી બોલાય, તો કેવો ચમત્કાર સર્જાય છે! જાણે આભમાંથી એકાએક ગર્જના કરતો વીજળી ચમકાવતો વરસાદ તૂટી પડે છે. વરસાદનું એ પાણી નિભાંડાને હોલવી નાંખે છે, અને પેલી બિલાડી અને તેના બચ્ચાં, ( સળગતો નિભાંડો હોલવાતા ) તેમાંથી સુરક્ષિતપણે બહાર નીકળી જાય છે!

આ પંક્તિમા લોકકવિએ 'શ્વાન દોડયા' લારે લાગ્યા લરત!' નો ઉપયોગ કરીને પોતાની અદ્દભુત કાવ્ય શક્તિનું અનુપમ દ્રષ્ટાંત પુરૂ પાડ્યુ છે! કૂતરા ક્યારે દોડે? શિયાળીયા ક્યારે રડે? જ્યારે અણધાર્યો વરસાદ વરસે ત્યારે! લોકકવિની ચકોર દ્રષ્ટિ કુદરતની સૃષ્ટિમાથી પોતાની કાવ્ય સામગ્રી માટેની પ્રેરણા લ્યે છે। અને તેને છંદના પ્રાસમા સુંદર રીતે ગોઠવી દે છે।

ત્રીજી અને છેલ્લી પંક્તિ પણ સુંદર છે.

'મદમસ્ત થઈ ગજરાજ નિસર્યો, લોક લાગ્યા ડરન
માર્ગ વચ્ચે બાળ રમતું સમીપ આવ્યું મરણ! *

રાજ માર્ગેથી શરાબ પીને મદમસ્ત થઈ એક હાથી કોઈ ગલીકુંચીમાથી પસાર થાય છે, ત્યારે વચ્ચે એક નાનુ સરખું બાળક રમી રહ્યુ છે. લોકોને લાગે છે કે આ બાળક માટે પેનો (ગાડા જેવો) હાથી 'મરણ' બનીને જ આવી રહયો છે! હાથી નિરંકુશ છે કોઇ તેને વશ કરવાની હિંમત કરતુ નથી, ત્યા શું થાય છે?

'સૂંઢ ઝાલ્યું, ધર્યું અદ્ધર, ફેરવ્યું ઊંચે ગગન;
દૂર ફેંક્યું પડ્યું ઘાસે, હસ્યું જાણે ગુલમદન!'
જો ઘટઘટે...

હાથીએ માર્ગ વચ્ચે રમતા એ બાળકને સૂઢમા ઝાલ્યુ, અદ્ધર લઇને ઉલાળ્યુ, અને ફેંક્યું પણ ખરૂ। પણ પડયુ કયા? ઘાસની ગંજીઓ ઉપર। પડતાજ એ બાળક હસી ઉઠયુ! જાણે ગુલાબના ફૂલનુ 'હાસ્ય' જોઈ લ્યો।

ચારણી સાહિત્યમા આવા ઘણા કાવ્યો રચાએલા છે, તેમાના કેટલાક એવા છે કે તેની પૂર્વ ભૂમિકા વિના તે સમજી કે ગાઇ શકાય તેમ નથી, આજે પણ ચારણ કવિ શ્રી. દુલાભાઇ કાગ (પદ્મશ્રી) સભાઓમા પોતાની કવિતા કે ગીતો ગાય છે, ત્યારે તેની પૂર્વ ભૂમિકા સમજાવે છે, વાતાવરણ

* આ પંક્તિઓ સંપાદકે લખી છે.

સર્જે છે. અને પ્રસંગનું વર્ણન કરી શબ્દચિત્ર દોરે છે, ને પછી કાવ્ય છેડતા શ્રોતાઓ કાવ્યના રસમા ગુલતાન બની જાય છે!

**'અભિમાન છોડી દે 'માંયલા'ભાઇ !'.... છોડી**

આ દુનિયા પર કૈંક આવ્યા ને કૈંક ગયા. રાવણ જેવા રાજવી ચાલ્યા ગયા, સિકંદર અને નેપોલિયન પણ મરી ગયા, કોણ અમર રહ્યું ? તો પછી થોડી સંપત્તિ થતા, માનવીએ ગર્વ શા માટે કરવો? એથી જ સંત કવિ તુલસીદાસજીએ ગાયું હશે ને?

દયા ધર્મકા મૂલ હૈ પાપ મૂલ અભિમાન;
તુલસી ! દયા ન છાંડીયે જબલગ ઘટ મેં પ્રાન;

લોકસાહિત્યની ભજનવાણીમાં પણ સંતોએ આજ ગાયું છે, સંત વીરાજીનું એક ભજન, આના અનુસંધાનમા સમજવા જેવું છે;

અભિમાન છોડી દે માંયલા ભઈ,
દેહ રે પૂછે, જીવને રે ભાઇ તારે મારે શેની સગાઇ ?'
અભિમાન છોડી દે, માંયલા ભઈ
મોટા રે વૈદરાજ ઘેર તેડાવો ને, બેસારો ઓરડા માંઈ-
મોટા રે વૈદરાજ શું રે કરે એને, એના ઊડી ગયા માયલાં ભઈ!
...અભિમાન...
સાડા રે ત્રણ ગજ મશરૂ મંગાવો ને એમાં સૂવરાવો તેની દેહી,
ચાર જણાં એને ઊપાડી ચાલ્યાં, સ્મશાન સુધીની સગાઈ!
.. અભિમાન...

સંતકવિની ફિલસુફી તો જુઓ:

બેની રૂવે ઘરને બારણે, ને સ્રીયા રૂવે ઘરની માંઈ,
છુટે રે કેશ તેની જનની રૂએ ને રૂએ બાંધવ ને ભાઈ!
—અભિમાન....

---

મડદાને શું કરો છો? પ્રકૃતિવિનાનો માનવી પણ મડદા જેવો જ છે!-'ધૂમકેતુ'.

કોઇ સાથે મરવા તૈયાર થતુ નથી' એટલે જ કવિ કહે છે કે મરેલાનો શોક શું કરના કરવો ?

મરનારાને શું એ રૂવો છો? રોનાર નહીં રીયે' ભાઈ
'દાસ વિરોજી' કર જોડી વિનવે, રૂએ એને રામની દુહાઈ;'

અભિમાન

મરેલા પાછળ શોક શા માટે કરવો? મરેના પાછળ રડવુ શા માટે? કારણુ કે રોનાર પોતે પણ એક દિવસ મરી જવાનો છે' તે પણ અમર નથી!

## વિસામો ?..

હંસારાજા! રહી જાવ આજુની રાત;
કે'વી મારે દિલડાની વાત,
હંસારાજા! રહી જાવ આજુની રાત!
પહેલો રે વિસામો, ઘર કેરે ઉંબરે,
બીજો વિસામો ઝાંપા બહાર,
હંસારાજા! રહી જાવ આજુની રાત!...
ત્રીજો વિસામો ગામ કેરે ગોંદરે,
ચોથો વિસામો 'સમશાન'!
હંસારાજા! રહી જાવ આજુની રાત!...

દુહો :

હાલો હઇડા જીસણમેં, શેણાને કરીએ સાદ,
મિટ્ટી સે મિટ્ટી મીલે, હોંકારા 'દીએ હાડ'

'હે હઇડા, હે હૃદય, ચાન આપણે સ્મશાનમા જઈએ. ત્યા પડેલા આપણાં સગાને સાદ કરીએ. એની માટીમા આપણી માટી મીલાવીએ, જો એમના હાડકા આપણને હોંકારા દે છે.'

## ભારતરત્ન સ્વ. પંડિત જવાહરલાલ નહેરૂના

## મરસિયા....લોકભાષામાં



દુહા

'મળશે ઘણાં માનવી,
કૂવા હુંદા કોપ,
(તથી) નવખંડ નીલો ન થાય,
(ઓલ્યા) મેઘ વણ મોતીયાઉત !

(ઉંડા કૂવા, પાતાળ–પાણી સમાન ભંડાર તો ઘણા મળશે, પણ હે મોતીલાલના સુપુત્ર જવાહર ! તમારા જેવા મેઘ વગર નવખંડની ધરતી લીલી કેમ બની શકશે ?)

'ધરતી ધ્રૂસકાં લિયે, (અને) રોયા આભે ભાણ,
અણમોલ જવાહર જાતું રીયું, રાખી અમર નિશાન !'

(જવાહરલાલ નહેરૂ સમું અણમોલ રત્ન જતાં ધરતી ધ્રૂસકે ધ્રૂસકે રોવા લાગી, આભ અને સૂર્યનારાયણ પણ રોયા, પણ એમનું નિશાન (સ્મૃતિ) અમર રહી ગઈ !)

—શ્રી. ગોવિંદ અમરા ગઢવી
( રાજકોટ )



# પાંચ કલાક સુધી લોકસાહિત્યમાં રસ-તરબોળ બનાવનાર રાષ્ટ્રીય લોકગાયક.

અમારા એસોસીએશનના સભ્યો તરફથી માથેરાન મૂકામે, વાર્ષિક પર્યટન નિમિત્તે યોજાએલા કાર્યક્રમમાં જાણીતા પત્રકાર, પ્રચારક અને રાષ્ટ્રિય લોકગાયક શ્રી યશવંત વ્યાસે, પાંચ કલાક સુધી લોકગીતો, ભજનો અને રાષ્ટ્રગીતો રજૂ કરીને અમને ખૂબજ રસતરબોળ બનાવી દીધા હતા. શ્રી વ્યાસ અને તેમના સાથીદારોએ નવાજૂના લોકગીતોને તેના મૂળ રાગોમાં અને સંગીતની સાચી બંધેજમાં રસપ્રદ રીતે રજૂ કરીને હાજર રહેલા તમામ જન સમુદાયની પ્રશંસા મેળવી લીધી હતી અને સૌને ખૂશ કરી દીધા હતા, અમારી પ્રશંસાના તેઓ સાચા અધિકારી હતા.



—આર. એન. જાની.

માનદ મંત્રી, :

ઓલ ઈન્ડીયા કોટનવેસ્ટ

એકસપોર્ટ એસોસીએશન;

મુંબઇ-૧.

# બાળકોના લાડીલા વાર્તાકાર અને
# પ્રિય લોકગાયક

※卐※

યશવંતભાઈને સાંભળવા એ એક લ્હાવો છે. જો કે આમ તો ઘણીવાર સાંભળેલા પણ બાળકો વચ્ચે જ્યારે ડાયરો જમાવી વાર્તા કહેતા અને ગીતોની રસલ્હાણ પીરસતા સાંભળ્યા ત્યારે ખરેખર એક અનોખો જ રંગ જામ્યો હતો. તેમની વાર્તા કહેવાની છટા અને લોકગીતોની ગૂંથણીએ બાળકોને લગભગ અઢી કલાક સુધી રસતરબોળ કરી મૂક્યા હતા લોકસાહિત્ય પીરસવાની તેમનામાં એક આગવી કળા છે. તેમનો વાણીપ્રવાહ અસ્ખલિત અને મિઠાશભર્યો છે. ગીતો ગાતાં ગાતાં કે વાર્તા કહેતાં લોકસાહિત્યના શબ્દોને રમાડવાની તેમની હથોટી કોઈ અનોખી જ ભાત પાડે છે. અને તેથી જ ડાયરાની રંગત માણવાની સૌ કોઈને, નાના કે મોટાને મઝા આવતી હોય છે.

ઘાટકોપર બાલકન-જી-બારીનાં લગભગ હજારથી ઉપર બાળકોએ મંત્રમુગ્ધ થઈને તેમનો કાર્યક્રમ એક ચિત્તે લગભગ અઢી કલાક સુધી સાંભળ્યો. તે તેમની શક્તિનું મૂલ્ય છે.

ખરેખર આ માટે તેમને અભિનંદન ઘટે છે.

—જયંતભાઈ પંડયા

ઉપપ્રમુખ, ઘાટકોપર બાલકનજી બારી.



## શુદ્ધિપત્રક

| પાનું | અશુદ્ધ | શુદ્ધ | લીટી |
|---|---|---|---|
| ૩૩ | વડના | વડવા | ૬ |
| ૪૬ | કહાણી | કહેણી | ૨ |
| ૪૬ | દૂંઢવાઈ | ઢૂંઢવાઈને | ૧૮ |
| ૬૯ | રફૂકરે | રફૂરે | ૧૫ |
| ૭૭ | ભગીર | ભગીરથ | ૨૪ |
| ૯૮ | આંડી | આંખડી | ૨૪ |
| ૯૯ | ભાવાથ | ભાવાર્થ | ૧ |
| ૧૨૧ | એરડી | ઓરડી | ૧૯ |
| ૧૩૭ | વટો | લટો | ૧૨ |
| ૧૩૭ | ખોગે | ખોબે | ૧૬ |
| ૧૬૦ | છ'દ રેવની | છ દ રેવના | ૧૦ |
| ૧૬૧ | મિલની | મિલાની | ૭ |
| ૧૬૨ | ચૈકી | ચૈનકી | ૨ |
| ૧૬૨ | પે'ને | પે | ૨ |

## લોકસાહિત્યના સીમાડા

લોકગીતોનો એક મુખ્ય ગુણ છે પ્રવાહિતાનો. એનો પ્રચાર અત્યંત ચેપી હોય છે. ગમ્યું એટલું ગાયું. એ રીતે એક પ્રાંતથી બીજે પ્રાંત, એક પ્રદેશથી બીજે પ્રદેશ એનું વહેણ થવાનું અને તે પ્રદેશના વાઘા એને લાધવાના; આથી લોકસાહિત્યના સીમાડા એને નક્કી કરવા દોહ્યલાં છે. તેમ છતાં દરેક પ્રદેશની ખાસ વિશિષ્ટતા તો રહેવાની જ.

—શ્રી મધુભાઈ પટેલ



# મારી સફળતાનું રહસ્ય !

નવરાત્રિ ઉત્સવના તહેવારોમાં દશેરાની રાત્રિએ એક સ્થળે મારો લોકસંગીતનો કાર્યક્રમ. આગલી નવ નવ રાત્રિઓની માફક દશેરાની રાતનો કાર્યક્રમ પણ ઘણો જ સફળ રહ્યો. કાર્યક્રમને અંતે એક ભાઈ આવીને કહે, "યશવંતભાઈ! નવ નવ રાતના ઉજાગરા કરીને અને ત્રણ ત્રણ કલાક સુધી ગાઈને તમારું ગળું બેસી જતું નથી?"

મેં કહ્યું, "માતાજીની કૃપા છે."

તે ભાઇ કહે, "ના, ના, કહો તો ખરા, તમારી સફળતાનું રહસ્ય?"

મેં કહ્યું, "કહું? પ્રખ્યાત વૈદરાજ શ્રી ચંદ્રશેખર ઠક્કુરની સિંધ આયુર્વેદિક ફાર્મસીમાં બનાવેલી ઠક્કુર સ્વરકિન્નરીવટી * હું ગાતી વખતે મોઢામાં જ રાખું છું!"

—યશવંત વ્યાસ

* ઠક્કુર સ્વરકિન્નરીવટી : ૧૦૦ ગોળી કિં. રૂ. ૧.



જેમના કામણગારા કંઠે

લોકસાહિત્યના

અસંખ્ય

# ડાયરા

ડોલ્યા છે,

એવા લાડિલા

લોકગાયક

# યશવંત વ્યાસ-

'લોકસાહિત્યના રસદર્શન'

દ્વારા ગુજરાતની અક્ષરની

આલમના પણ

## લાડિલા

અને, એ

જ શુભેચ્છા

—એમના ચાહકો તરફથી.

જા ૪૫

લો ક ગી તો ની

પુનિત ગંગાના રસ પ્રવાહમાં

જેમણે

અખિલ

ગુ જ રા ત ને

રસતરબોળ

બનાવ્યું છે,

એવા–

લો ક ગા ય ક

# યશવંત વ્યાસને

અનેક શુભેચ્છાઓ

—તેમના ચાહકો તરફથી.



જા.૪૫.

એમના કંઠે

જેમ

હજારો હૈયાં

કબ્જે

કર્યાં

છે,

એમ—

★

# 'લોકસાહિત્ય'નું રસદર્શન

પણ—

'લાખો'ની ચાહના

· મેળવે—

એવી શુભેચ્છા સાથે



જા.૪૫

રાત્રિના પ્રથમ પહોરથી
માંડીને પ્રભાતના પહેલા
કિરણ સુધી
જેમણે

## લોકસાહિત્યના
## રસદર્શનમાં

સાન–ભાન ભૂલાવી
દીધા છે એવા—

લોક ગાયક યશવંત વ્યાસના
કંઠ અને કલમના કસબને

હજી વધુ સિદ્ધિ સાંપડો—
એવી અંતરની ઇચ્છા સાથે—

—એમની કલાના ચાહક તરફથી.

જેનો 'કેકારવ' આજે પણ
ગુજરાતમાં ઘેર ઘેર ગૂંજે છે,
એના સર્જકનો
રૂપેરી અવતાર

# 'ક લા પી'

જેના વિષે આપને
ગૌરવ લેવાનું મન
થાય એવું ગરવું
ગુજરાતી ચિત્ર



મજ્ઞા પિક્ચર્સ, પ્રા. લીમીટેડ
૫, નાઝ બિલ્ડીંગ, મુંબઇ-૪.

આખું વાતાવરણ લોકગીત અને લોકસાહિત્યની ઝંખનાથી ભરાઇ ગયું છે, લોકયુગ બેસું બેસું થઈ રહ્યો છે. જગત બીજી વાતોથી થાક્યું છે. શિષ્ટ જીવનની અને શિષ્ટ સાહિત્યની કૃત્રિમતાએ અને આડંબરવશતાએ લોકોને નિરાશ કર્યા છે. એ પરદેશી વસ્તુ મૂકીને પ્રજા પોતાનું જૂનું રસપાત્ર શોધી રહી છે, ઠેર ઠેક લોકગીતો ગાવાનો નાદ લાગતો જાય છે. શાળાના ને શેરીના બાળકો લોકગીતો સાંભળતાં ડોલી ઉઠે છે !

—ઝવેરચંદ મેઘાણી



એક શુભેચ્છક તરફથી